# સાદા અને સરલ પ્રશ્નોત્તર
## ( વિભાગ ૨ જો )

જુદા જુદા ૨૭ પ્રશ્નકારના ૪૨૨ પ્રશ્નોના ઉત્તર

લેખક
શાહ કુંવરજી આણંદજી
ભાવનગર

અલ્પ બુદ્ધિવાળા અનેક સ્વધર્મી બંધુઓને
ઉપકારક થશે એવી શુદ્ધ બુદ્ધિથી
છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રી જૈનધર્મ પ્રસારક સભા
ભાવનગર

વીર સં ૨૪૬૨ ] [ વિક્રમ સં ૧૯૯૨

કિંમત પાંચ આના

મુદ્રક—શાહ ગુલાબચંદ લલ્લુભાઇ શ્રી મહોદય પ્રિં પ્રેસ
દાણાપીઠ—ભાવનગર

# નિવેદન

સાદા ને સરલ પ્રશ્નોત્તરના આ બીજા વિભાગમાં જુદા જુદા (૨૭) પ્રશ્નકારના ૪૭૨ પ્રશ્નો ઉત્તર સાથે આપવામાં આવ્યા છે આ નામના પ્રથમ ભાગમાં તો ભાઈ શ્રી ડાહ્યાભાઈ મોતીચંદ ઓરપાડવાળાના પૂછેલા જ ૩૩૦ પ્રશ્નો આપવામાં આવ્યા હતા તે પ્રશ્નો તેમજ આ પ્રશ્નો શ્રી જૈન ધર્મ પ્રકાશમાં પ્રગટ થયા સિવાયના બાકી રહેલા જ પ્રગટ કર્યા છે પ્રશ્નકાર અન્ય અન્ય શહેરનિવાસી શ્રાવકો છે ને ઉત્તર આપનાર પણ ગૃહસ્થ-શ્રાવક છે એ પ્રશ્નો ૧૯૮૭-૮૮-૮૯-૯૦ એ ચાર વર્ષના છે

આ પ્રશ્નોમાં કેટલાક દ્રવ્યાનુયોગને લગતા કેટલા ધર્મક્રિયાને લગતા, કેટલાક ધર્મકથાનુયોગને લગતા કેટલાક જંબૂદ્વીપાદિ ક્ષેત્રોને લગતા તેમ જ કેટલાક વ્યવહાર ક્રિયાને લગતા છે તેના ઉત્તરો કેટલાક શાસ્ત્ર આધારે, કેટલાક સ્મરણાધારે અને કેટલાક વ્યવહાર બુદ્ધિશક્તિને આધારે આપેલા છે શાસ્ત્રાધારમાં પણ ગ્રંથાદિકના નામ માત્ર જ આપેલ છે, પાઠ આપેલ નથી આ પ્રશ્નોત્તરો પ્રશ્નકારને વંચાવવા મોકલીને તેમના મનનું સમાધાન કર્યા પછી રાખી મૂકેલા તે જ પ્રગટ કર્યા છે

આવા પ્રશ્નોના ઉત્તરો આપવા તે કામ ખાસ તો વિદ્વાન મુનિમહારાજાઓનું તેમ જ સુજ્ઞ શ્રાવકોનું છે, છતાં મેં અલ્પજ્ઞે તેના ઉત્તરો આપવાનો પ્રયત્ન કર્યો છે તે શક્તિ ઉપરાંતનું કાર્ય માત્ર તે વિષયના પ્રેમને વહીને જ કર્યું છે એ નિમિત્તે ઉત્તર આપવા માટે કેટલાક શાસ્ત્ર આધાર જોવા પડે છે તેથી કાંઈક સ્મરણ તાજું થાય છે એ લાભ સમજીને તેમ જ મારાથી અલ્પબુદ્ધિવાળાને કાંઈક પણ ઉપકાર થાય એમ ધારીને પ્રયાસ કર્યો છે તેમાં સ્ખલના થવાનો સંભવ છે કારણ કે હું અલ્પજ્ઞ તેમજ છદ્મસ્થ છું તેથી વિશેષજ્ઞ મુનિમહારાજાઓએ તેમ

જે શ્રાવક ભાઈઓમે જે સ્ખલના જણાય તે મને લખી જણાવવા કૃપા કરવી જેથી હું તેમાં બનતો સુધારો કરવા પ્રયત્ન કરીશ આ સંબંધમાં ઉપેક્ષા ભાવ ન રાખવા વિજ્ઞપ્તિ છે

જૈન શાસ્ત્રોમાં પ્રશ્નોત્તરો લગતા હીરપ્રશ્ન સેનપ્રશ્ન વિગેરે શતક પ્રશ્ન ચિંતામણિ પ્રશ્નોત્તર સાર્દ્ધશતક પ્રશ્નોત્તર ચિંતામણિ વિગેરે સંસ્કૃત તેમજ ગુજરાતી ભાષાના અનેક ગ્રંથો ને પુસ્તકો (બુકો) છે કે જેમાં ઘણા વિદ્વત્તાભરેલા ઉત્તરો સૂત્રાદિના પાઠ સાથે આપેલા છે તેની પાસે મારો આ પ્રયત્ન તો માછનેટા જેવો છે પરંતુ સુજ્ઞ જનો તો તેની ઉપર સમભાવથી જોનાર હોવાથી મારી ભૂલ ન જોતાં મારી ભૂલ સુધારનારા જ પ્રયત્ન લીન થશે એવી મારી અંતઃકરણથી ખાત્રી છે

શ્રી જૈન ધર્મ પ્રકાશમાં કેટલાક વર્ષોથી પ્રશ્નોત્તરો આવે દરેક અંકમાં આવતા જ કરે છે એમાં એકંદર સોળી સંખ્યામાં પ્રશ્નોત્તરો આવી ગયા છે તેની અંદરથી કોઈ સ્થળે કોઈ મુનિરાજ વિગેરે મારી સ્ખલના બતાવે છે તો હું તરત જ તેનો સુધારો જૈન ધર્મ પ્રકાશમાં જ પ્રગટ કરું છું સ્ખલના બતાવનારને હું મારા ઉપકારી માનું છું અને ગુરુકૃપાથી ભૂલ સુધારવા તત્પર રહું છું કે જેથી કરીને તેવી ભૂલ ન થાય આ પ્રશ્નોત્તરો છપાતાં પહેલા મુનિરાજશ્રી કર્પૂરવિજયજીને વંચાવવામાં આવેલ છે

પ્રસંગોપાત આટલું જણાવી આ બીજો વિભાગ જૈન વર્ગ સમક્ષ ધરવામાં આવે છે આશા છે કે તેમાથી કાંઈપણ બોધ અથવા ખુલાસા મેળવી મારા પ્રયાસને સફળ કરશો ગુણગ્રાહી બંધુઓ પ્રયાસ કરશે જેથી હું મારા અલ્પ પ્રયાસને સફળ માનીશ

માહ શુદિ ૧૫
સં ૧૯૮૭

કુંવરજી આણંદજી
ભાવનગર

श्री परमात्मने नम

# સાદા અને સરલ પ્રશ્નોત્તર



## વિભાગ બીજો.

[ પ્રારંભમાં ગત ચાતુર્માસમાં કેટલાએક બંધુઓના પ્રશ્નો આવેલા, તેના ઉત્તરો લખેલા તેમને વાંચવા મોકલેલા પરંતુ અદ્યાપિ માસિકમાં પ્રગટ કરવાનો અવકાશ મળ્યો નહીં તેથી તેના પ્રશ્નો અન્ય બંધુઓને જાણવા-સમજવા માટે પ્રગટ કરવામાં આવેલ છે ]

( ૧ )

( પ્રશ્નકાર—કુંથદ ડાયાલાલ-સાદડી )

પ્રશ્ન ૧—દેરાસરમાં કે ઉપાશ્રયમાં ખમાસમણ દેતાં સ્ત્રીઓએ ભૂમિપ્રમાર્જન કેવી રીતે અને શા વડે કરવું ?

ઉત્તર—છૂટો રૂમાલ રાખીને તે વડે કરવું ઠીક લાગે છે

પ્રશ્ન ૨—એકાસણું અગર આયંબિલ કરીને ઊઠ્યા અગાઉ તિવિહારનું પચ્ચખ્ખાણું કરતાં દિવસચરિમ શબ્દ બોલવો કે નહીં ?

ઉત્તર—પૌષધમાં એકાસણું કે આંબેલ કરીને તે પચ્ચખ્ખાણ કરતાં દિવસચરિમ બોલવાની પ્રવૃત્તિ છે પરંતુ તેનો અર્થ દિવસના ચરિમ ( છેલ્લા ) ભાગ પર્યંત એમ સમજવો બાકી તપ વિનાનાઓ દિવસચરિમનું પચ્ચખ્ખાણ કરતાં દિવસચરિમ શબ્દનો અર્થ દિવસચરિમથી એમ સમજવો

પ્રશ્ન ૩—જ્યા આર્દ્રા નક્ષત્ર બેઠા પછી જ પાકી કેરી આવની હોય ત્યા આર્દ્રા નક્ષત્ર પછી ત્યાગ સમજવો કે નહીં?

ઉત્તર—તેવા ક્ષેત્રને માટે તો આર્દ્રા પછી ત્યાગ સભવતો નથી

પ્રશ્ન ૪—જે દેશમા વરસાદ ભાદરવાથી માગશર સુધી પડતો હોય ત્યા ચોમાસાના અમુક વસ્તુના ત્યાગ સબંધી નિયમનુ પાલન શી રીતે કરવુ ?

ઉત્તર—ચોમાસાના નિયમમા તો ફેરફાર સભવતો નથી, કારણ કે મુનિ પણ તે ક્ષેત્રે કાર્તિક શુદિ ૧૫ મે ચાતુર્માસ બદલે છે

પ્રશ્ન ૫—પાક્ષિકાદિ પ્રતિક્રમણમા અતે સતિકર સ્તવન કહેવુ કે નહીં?

ઉત્તર—ખાસ આવશ્યકતા નથી, કારણમર કહેવુ ઠીક લાગે છે

પ્રશ્ન ૬—સકલાર્હત્મા ઓછી-વત્તી ગાથાઓ બોલાય છે તો કટલી ગાથાઓ બોલવી યોગ્ય છે?

ઉત્તર—એ સ્તોત્ર શ્રી ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્રમાથી ઉદ્ધરિત છે તેથી પ્રારભની ૨૦ ગાથા તો તેમા કહ્યા પ્રમાણે કહેવી પછી ઉપરની પ્રક્ષેપ ગાથાઓ ઓછી-વત્તી બોલાય તેમા બાધ નથી

પ્રશ્ન ૭—ઉપધાનની આલોયણમા ચોથા ભાગનો તપ તો આપવો જ એમ લખ્યુ છે તો ચોથો ભાગ શી રીતે સમજવો?

ઉત્તર—આલોયણ આપવાનુ કામ ગુરુમહારાજનુ છે તેથી તેઓ પાસે એ બાબત સમજવી અને તે આપે તે પ્રમાણે આલોયણ લેવી.

પ્રશ્ન ૮—દેવવદન ભાષ્યમા પાચ અભિગમમા સચિત્તનો ત્યાગ કરવાનુ લખ્યું છે અને બહત્શાતિમા પુષ્પમાળા કઠમા પહેરવાનુ કહ્યુ છે તનુ કેમ?

ઉત્તર—શરીરશોભા માટેના સચિત્ત પુષ્પમાળાદિ તજવાના છે બૃહત્શાંતિમા પુષ્પમાળા પહેરવાનુ કહેલ છે તે પ્રભુભક્તિ નિમિત્તે શાંતિની ઉદ્‌ઘોષણા કરતી વખતે પહેરવાનુ કહેલ છે તેથી તેમા બાધ નથી

પ્રશ્ન ૯—ભરતક્ષેત્રમા પાચમા આરામા સઘયણ ને સસ્થાન કેટલા હોય ?

ઉત્તર—સઘયણ બે કહ્યા છે સસ્થાન માટે ચોક્કસ વાચવામા આવેલ નથી છએ સભવે છે

પ્રશ્ન ૧૦—આઠ મદની સઝાયમા બળમદમા ' શ્રેણિક વસુભતિ જીનો રે ' એમ કહ્યુ છે તે વસુભૂતિ કોણ સમજવા ?

ઉત્તર—એ વસુભૂતિ કોણ થઇ ગયા છે તે સ્મરણમા નથી, પરંતુ વીરપ્રભુના જીવે વિશ્વભૂતિના ભવમા બળમદ કર્યો છે

પ્રશ્ન ૧૧—હાલમા કેટલાએક મુનિઓમા અને સામાયિક પૌષધ લીધેલા શ્રાવકમા મોઢા પાસે મુહપત્તિ રાખ્યા વિના બોલવાની પ્રવૃત્તિ દેખાય છે તેનુ કારણ શુ હશે ?

ઉત્તર—એમા પ્રમાદ અથવા ઉપયોગની શૂન્યતા સિવાય બીજું કાંઇ કારણ સભવતુ નથી

સવત ૧૯૮૭ ફાગણ વદિ ૫ કુ વરજી

( ૨ )

( પ્રશ્નકાર—માસ્તર સમચદ ડી શાહ—આમોદ )

પ્રશ્ન ૧—અગુરૂલઘુ પર્યાય અરૂપી દ્રવ્યમા જ હોય છે છતા આગમસારમા પુદ્‌ગળનો વર્ણ, ગધ, રસ, સ્પર્શ અગુરૂલઘુ સહિત માનેલા છે તેનો ભાવાર્થ શું સમજવો ?

ઉત્તર—પુદ્‌ગળોમા ભારે, હલકાપણુ તેમજ ગુરૂલઘુ અને અગુરૂલઘુ ચારે ભાવ કહેલા છે, તેથી પરમાણુમા વર્ણાદિ અગુરૂ

લઘુપણે મળવે છે આ અગુરૂલઘુ પર્યાય અરૂપી દ્રવ્યમા હોય છે તેવો સમજવો નહી આને માટે વિશેષ વિદ્વાન મુનિરાજને પૂછવુ

પ્રશ્ન ૨—ચૌદ પૂર્વનુ જ્ઞાન કયા સુધી હતુ ? હાલમા તેમાથી કાઈ છે ?

ઉત્તર—ચૌદ પૂર્વનુ જ્ઞાન સ્થૂળભદ્ર સુધી હતુ ચૌદ પૂર્વનુ જ્ઞાન એટલે દ્વાદશાગીનુ સપૂર્ણ જ્ઞાન–બોધ–સમજવો ત્યાર પછી ઘટતુ ઘટતુ શ્રી દેવર્દ્ધિ ગણિ ક્ષમાશ્રમણ સુધી એક પૂર્વનુ જ્ઞાન રહ્યુ હતુ હાલ પૂર્વનુ જ્ઞાન બીલકુલ નથી, અગ્યાર અગનુ જ્ઞાન વર્તે છે

પ્રશ્ન ૩—પ્રદેશ ને પરમાણુને રૂપી સમજવા કે અરૂપી?

ઉત્તર—પરમાણુ પુદ્ગળના જ હોય છે, તે રૂપી છતા સૂક્ષ્મ હોવાથી ચર્મચક્ષુવડે દેખાતા નથી પ્રદેશ પુદ્ગળ સિવાય બીજા ચાર દ્રવ્યોના હોય છે તે તો અરૂપી જ છે અને પુદ્ગળમા સ્કધ સાથે લાગેલ પરમાણુ પણ પ્રદેશ કહેવાય છે તે સ્કધ સાથે દેખી શકાય છે

પ્રશ્ન ૪—દશ પ્રાણને મેસાણાની નવતત્ત્વની બુકને પાને છઠ્ઠે ભાવજીવ કહેલ છે, તે શી રીતે સમજવા?

ઉત્તર—એમા તો જ્ઞાન–દશ નાદિ ભાવપ્રાણોને ભાવજીવ કહેલ છે, દશ પ્રાણને દ્રવ્યજીવ અમુક અપેક્ષાએ કહેલ છે, ભાવજીવ નહી

પ્રશ્ન ૫—સિદ્ધશિલામા સિદ્ધના જીવો ન હોવા છતા એને એવી સજ્ઞા આપવાનુ શુ કારણ ?

ઉત્તર—એનુ નામ તો ઇષત્પ્રાગ્ભારા છે, બાકી સિદ્ધને નજીકમા એ શિલા હોવાથી તે એ નામથી ઓળખાય છે

પ્રશ્ન ૬—અધકારને ઘ્રાણેન્દ્રિય ગ્રાહ્ય કહ્યો છે તે બરાબર છે?

ઉત્તર—અધકાર પૌદ્ગલિક હોવાથી અને પુદ્ગળમા વર્ણ, ગધ, રસ, સ્પર્શ અવશ્ય હોય છે તેવી તેને ઘ્રાણેન્દ્રિય ગ્રાહ્ય માનવામા વાધો નથી

પ્રશ્ન ૭—વર્તમાન સમયમા નિશ્ચય સમકિત કોઈને હોય કે નહીં? હોય તો આપણે કેવી રીતે સમજી શકીએ?

ઉત્તર—ન હોય એમ કહી શકાય નહી, હોવાનો સભવ છે જ બાકી આપણે ખાત્રીથી કહી ન શકીએ, બહુશ્રુત કહી શકે

પ્રશ્ન ૮—નિશ્ચય સમકિત કયે ગુણઠાણે હોય? તેનો કાળ કેટલો? અને તે મરીને કઇ ગતિમા જાય?

ઉત્તર—એ સમકિત ચોથા ગુણઠાણાથી હોય એનો કાળ ત્રણે પ્રકારના સમકિતના કાળ પ્રમાણે સમજવો અને સમકિતી જીવ મરીને અન્ય ગતિનો પૂર્વબદ્ધાયુ ન હોય તો દેવગતિમા જ જાય પૂર્વબદ્ધાયુ હોય તો સમકિત વમીને ચારે ગતિમા જાય

પ્રશ્ન ૯—આત્માને એકેક પ્રદેશે અનતી કર્મવર્ગણા કહી છે તે શી રીતે સમજવી?

ઉત્તર—એ વાત જ્ઞાનીગમ્ય છે, છતા પુદ્ગળનો પરિણમન સ્વભાવ છે અને જીવની અચિંત્ય શક્તિ છે, તેથી તે પ્રમાણે હોવામા વાધા જેવુ નથી

સ ૧૯૮૭ ફાગણ વદિ ૫ કુવરજી

---

( પ્રશ્નકાર—શા હીરાચંદ તેજાજી—રાનકુના )

પ્રશ્ન ૧—જેણે સર્વસ્વનો ત્યાગ કર્યો છે એવા પરમાત્માની મૂર્તિઓને અલંકારથી સુશોભિત કરવી તે યોગ્ય છે ?

ઉત્તર—પરમાત્માની મૂર્તિની જુદી જુદી અવસ્થાઓનો વિભાગ કરીને જુદી જુદી રીતે સેવા-પૂજા-ભક્તિ કરવામા આવે છે અલંકારથી ભૂષિત હોય ત્યારે રાજ્યાવસ્થા ભાવવાની છે ને એવી વિચારણા ન કરાય તો જળ-ચંદન-પુષ્પાદિવડે અંગ પૂજા પણ થઈ ન શકે, કારણ કે તીર્થ કરો તેના પણ ત્યાગી હોય છે

પ્રશ્ન ૨—અન્ય ધર્મના લોકો ઇશ્વરને સર્વવ્યાપી માને છે, જૈનો શી રીતે માને છે ?

ઉત્તર—જેઓ જગતકર્ત્તા ઇશ્વર માને છે તેઓ સર્વ વ્યાપી પણ માને છે-માનવા પડે છે જૈનો જગતને અનાદિ અને સ્વતઃ સિદ્ધ માને છે તેથી તેને સર્વવ્યાપી માનવાની જરૂર રહેતી નથી જૈનો સર્વ કર્મ ક્ષય કરીને સિદ્ધ થયેલા જીવોને જ ઇશ્વર શબ્દથી સંબોધે છે, કારણ કે તેઓ જ સર્વોત્કૃષ્ટ સ્થિતિને પામેલા છે તેઓ સિદ્ધસ્થાનમા જ રહેલા હોય છે, સર્વવ્યાપી હોતા નથી જ્ઞાનના ઉપયોગવડે સર્વવ્યાપી છે

પ્રશ્ન ૩—પોતાના કરેલા સારા-માઠા કર્મોનુ ફળ જીવ પોતાની મેળે જ ભોગવે છે કે તેને ફળ આપનાર કોઇ બીજુ છે ?

ઉત્તર—જીવ પોતે જ પોતાના કરેલા શુભાશુભ કર્મોનુ ફળ ભોગવે છે જેમ કુપથ્ય કરનાર વ્યાધિગ્રસ્ત થાય છે ને વિષ ખાનાર મૃત્યુ પામે છે તેની જેમ સમજી લેવુ કર્મનુ ફળ આપનાર કોઇ બીજુ નથી યમરાજા વિગેરે ખોટી કલ્પના માત્ર છે

પ્રશ્ન ૪—આ સૃષ્ટિને નિયમમા રાખનાર ઈશ્વરી સત્તા ન હોય તો બીજી કઈ સત્તાથી તે નિયમમા રહે છે?

ઉત્તર—એ પોતાના સ્વભાવવડે જ નિયમમા રહે છે બીજુ કોઈ ગમે તેટલુ સત્તાવાન હોય પણ તેને નિયમમા રાખી શકે જ નહીં જગતકર્ત્તા ઇશ્વર માનનાર પણ આ બાબતમા ઉત્તર આપી શકે તેમ નથી, તેને ઇશ્વરની અચિંત્ય શક્તિથી તેમ બને છે એમ કહેવુ પડે છે એટલે તે બાબતનો બીજો ખુલાસો તેની પાસે નથી અચિંત્ય શક્તિ તેજ જગતસ્વભાવ સમજવો

પ્રશ્ન ૫—રાઇપ્રતિક્રમણ સૂર્યોદય પછી અને દૈવસિક પ્રતિક્રમણ સૂર્યાસ્ત અગાઉ કરી શકાય? કે જેથી બુક વાચીને પ્રતિક્રમણ કરનારને દીપકની આવશ્યકતા રહે નહીં

ઉત્તર—રાઈપ્રતિક્રમણ મધ્યાન્હ સુધી કરી શકાય અને દૈવસિક પ્રતિક્રમણ સૂર્ય છતા (બપોર પછી) ગમે ત્યારે અપવાદમાર્ગે કરી શકાય પરતુ વાચીને કરવુ યોગ્ય નથી

પ્રશ્ન ૬—અત સમયે મનુષ્યને આરાધના માટે પુન્યપ્રકાશનુ સ્તવન, પદ્માવતીની જીવરાશિ વિગેરે સભળાવાય છે તેને માટે કાઈ વિધિ કરવાની છે?

ઉત્તર—તેને માટે ખાસ વિધિ કરવાની નથી, પરતુ સાધુ કે સાધ્વી તે નિમિત્તે પધાર્યા હોય તો તેમની પાસે જ્ઞાનપૂજા કરવી અને તેમને સુખે અતાવસ્થાવાળાને યોગ્ય લાગે અને રૂચે તે સભળાવવુ, તેમજ વ્રતનિયમ કરાવવા કે જેથી તેનું વિશેષ હિત થાય એવી રીતે આરાધના કરાવેલ સ્ત્રી કે પુરૂષ આયુષ્યબળથી નિરોગી થાય તો તેને પણ ખાસ કાઈ વિધિ કરવાની નથી પરતુ મરણનુ સ્મરણ કાયમ રાખીને વિશેષ પ્રકારે સદાચારી થવુ ઘટે છે

પ્રશ્ન ૭—કેટલાક વણિકો દીકરી વેચીને મોટી રકમ

મેળવે છે ને તે દ્રવ્યવડે આજીવિકા ચલાવે છે તેને અધર્મી કહેવા કે નહી ?

ઉત્તર—એ કૃત્ય વ્યવહારથી તેમજ ધાર્મિક વિચારણાથી અત્યત નિદ્ય છે એ કૃત્ય કરનાર મનુષ્યને અધર્મી કહેવામા બીલકુલ શકા કરવી નહીં

પ્રશ્ન ૮—ઉપરનુ કાર્ય જો અધર્મરૂપે ગણાય તો તેમા પૈસા લેનાર ને દેનાર બને દોષિત છે કે કેમ ?

ઉત્તર—દોષિત તો બને છે, કારણ કે દ્રવ્યવાન દ્રવ્યની લાલચ આપવાવડે જ અપકૃત્ય કરાવે છે, પરતુ પૈસા લેનાર કરતા તેને કાઇક ઓછો ગુનેગાર ગણવો જોઇએ, પણ જો તે વયે વૃદ્ધ, વ્યાધિગ્રસ્ત કે બીજી રીતે ન પરણવા લાયક હોય છતા પરણે તો તેને વધારે ગુન્હેગાર પણ ગણી શકાય

પ્રશ્ન ૯—એવુ કોઇ પાપ છે કે જેની સામે-તેના નિવારણ માટે કરાતુ ધર્મકાર્ય પણ નિષ્ફળ થાય ?

ઉત્તર—વિશ્વાસઘાત, કર્માદાનના વ્યાપાર, અપ્રમાણિકતા વિગેરે એવા અનેક પાપકાર્ય છે કે તેના નિવારણ માટે તેવી રીતે મળેલા દ્રવ્યથી ગમે તેટલા ધર્મકાર્ય કરે પણ તે નિષ્ફળ પ્રાય થાય અર્થાત્ પાપનુ સર્વથા નિવારણ કરી શકે નહીં

પ્રશ્ન ૧૦—રહેવાના મકાનમા ઉધેહી વિગેરે જીવોની ઉત્પત્તિ થઈ હોય અને મકાનનો ત્યાગ કરી શકાય તેમ ન હોય તો અહિંસાપરાયણ મનુષ્યે શુ કરવુ ?

ઉત્તર—અમુક વખતને માટે તે મકાનનો ત્યાગ કરવો અને ઉત્પન્ન થયેલા જીવોનુ જયણાપૂર્વક નિવારણ કરવુ

સ ૧૯૮૭ ના અશાડ વદિ ૬ કુવરજી

( ૪ )

( પ્રશ્નકાર—શા. નાનચંદ મનસુખભાઈ—સાગણપુર )

પ્રશ્ન ૧—શ્રી ધન્નાશાલિભદ્ર અણુસણુ કરીને કયા ગયા છે ?

ઉત્તર—તેના ચરિત્ર વિગેરે અનેક ઠેકાણે તો તે બને સર્વાર્થસિદ્ધ વિમાને ગયાનુ કહેલ છે કોઈક સજ્ઝાયમા ધન્ય કુમાર મોક્ષે ગયાનુ લખેલ છે પરંતુ તે બહુ આધારવાળુ જણાતુ નથી વળી શાળિભદ્ર મોક્ષે ન જતા સર્વાર્થસિધ્ધે જવાનુ કારણ બતાવ્યુ છે તે પણ ઠીક લાગતુ નથી

પ્રશ્ન ૨—તીર્થંકરના જન્મકલ્યાણક વખતે સૌધર્મેંદ્ર લાખ યોજનનુ પાલક વિમાન વિકુર્વીને આવે છે તે વિમાન જબૂદ્વીપમા તો સમાય નહીં, તો કયા રાખતા હશે ?

ઉત્તર—એ વિમાન નદીશ્વરદ્વીપે રાખી નવુ નાનુ વિમાન વિકુર્વી પોતે એકલા જ પ્રભુની માતા પાસે આવે છે, બીજા બધા પરભાર્યા મેરૂ પર્વતે જાય છે ઇદ્ર માતાને અવસ્વાપિની નિદ્રા આપી પાચ રૂપ કરી પ્રભુને કરસપુટમા લઇને મેરૂપર્વત પર આવે છે

પ્રશ્ન ૩—ઇત્વરિક સામાયિકના કાળનો નિર્ધાર છે ?

ઉત્તર—ઇત્વર સામાયિકનો કાળ ૪૮ મિનિટનો છે તે કરતા ઓછા કાળનું કરી શકાય નહીં બેઘડીનુ જ કરવુ જોઇએ એવો શાસ્ત્રોલેખ છે

પ્રશ્ન ૪—સ્થિતકલ્પ ને અસ્થિતકલ્પનો અર્થ શુ ?

ઉત્તર—બધા પ્રભુના વારામા એક સરખો પ્રવર્તે તે સ્થિત કલ્પ ને બે પહેલા છેલ્લા પ્રભુમા ને બાવીશ મધ્યના પ્રભુના

સમયમા ફેરફાર થાય તે અસ્થિતકલ્પ એના બીજા નામ નિયત કલ્પ ને અનિયતકલ્પ છે દશ પ્રકારના કલ્પો પૈકી ૪ કલ્પ નિયત છે ને ૬ અનિયત છે તેનો વિસ્તાર કલ્પસૂત્રની વૃત્તિથી જાણવો

પ્રશ્ન ૫—આપણે તિથિ કેવી રીતે ગણવાની છે ?

ઉત્તર—આપણે ઉદયાત તિથિ માનનાર છીએ એટલે સૂર્યોદય વખતે પા અરધી ઘડી પણ જે તિથિની હોય તેને આખી તિથિ તરીકે માનવાની પ્રવૃત્તિ છે પ્રતિક્રમણને તિથિ સાથે સબધ નથી સ્થાનકવાસીઓ સાજના પ્રતિક્રમણ વખતે જે તિથિ હોય તેને પ્રમાણ માને છે પાક્ષિક માટે તો તમની એ માન્યતા ચોક્કસ જ છે આપણી માન્યતા તે પ્રમાણે નથી આપણે સૂર્યના ઉદય વખતે જે તિથિ હોય તે તિથિ બીજા દિવસના સૂર્યોદય સુધી માનવાની છે

પ્રશ્ન ૬—દૈવસિક પ્રતિક્રમણ કરતા સામાયિક લઇને પડી પ્રત્યાખ્યાનનો અવસર છઠ્ઠા આવશ્યકે ન રહે તેટલા માટે તેને લગતો વિધિ પ્રથમ મુહપત્તિ ને વાદણારૂપે કરવામા આવે છે તે વિધિ ચૌવિહાર ઉપવાસવાળા બીલકુલ કરતા નથી ને તિવિહાર ઉપવાસવાળા એકલી મુહપત્તિ જ પડિલેહે છે તેનુ શુ કારણ ?

ઉત્તર—આ પ્રમાણે ઓછા-વત્તો વિધિ કરવામા તપના બહુમાન સિવાય બીજુ કારણ સભવતુ નથી

પ્રશ્ન ૭—મુકરર કરેલા સમય પ્રમાણે કાયોત્સર્ગ કર્યા ઉપરાન સ્તુતિ અથવા શાંતિ સાભળવા માટે કાયોત્સર્ગમા જ રહેવાનુ કહેવામા આવે છે તો તેથી કાયોત્સર્ગનુ પ્રમાણ વધી જતુ નથી ? અને તેથી વિરોધ આવતો નથી ?

ઉત્તર—બધા પ્રતિક્રમણ કરનાર એક ચિત્તે સાભળે, કોઇ

ઘોઘાટ ન કરે તેટલા માટે કાયોત્સર્ગમા જ સ્થિત રહેવાનુ પૂર્વપુરુષોએ ઠરાવેલુ છે તેમા કાયોત્સર્ગના પ્રમાણને અંગે કાઈ વિરોધ સમજવાનો નથી

પ્રશ્ન ૮—સ્થાપનાચાર્યની પડિલેહણા સાધ્વી કે શ્રાવિકા કરી આપે તો તે સ્થાપનાચાર્ય પાસે શ્રાવક ક્રિયા કરી શકે?

ઉત્તર—સાધુઓએ પડિલેહણ કરેલા સ્થાપનાચાર્ય પાસે શ્રાવક ક્રિયા કરવાની પ્રવૃત્તિ છે સાધ્વી ને શ્રાવિકાની કરેલી પ્રતિલેખનાવાળા સ્થાપનાચાર્ય સમીપે ક્રિયા કરવાની પ્રવૃત્તિ નથી

પ્રશ્ન ૯—પોસહમા પાણી પીતા આડુ વસ્ત્ર શા માટે રાખે છે?

ઉત્તર—પોસાતી સાધુ તુલ્ય ગણાય છે તેથી તેણે પણ મુનિની જેમ પાણી પીતા આડુ વસ્ત્ર રાખવુ તે યોગ્ય જણાય છે વળી તેમા ગુરુની કે સ્થાપનાની આશાતના ન કરવાનો પણ હેતુ છે

પ્રશ્ન ૧૦—પ્રભુ પાસે ધરેલા ફળ-નૈવેદ્યાદિ ખાવાથી દોષ લાગે તેટલા માટે આપણે વેચાણ લઈને પણ ખાતા નથી, તો ગોઠી વિગેરેને ખાવા આપીએ છીએ તો તેથી ખવરાવ્યાનો દોષ ન લાગે?

ઉત્તર—ખાવુ ને ખવરાવવુ એમા બહુ ફેર છે બધી જગ્યાએ કરવુ, કરાવવુ ને અનુમોદવુ સમાન ફળ આપનાર સમજવુ નહીં આપણે જો ખાઈએ તો આપણા પરિણામ નિ શુક થઈ જાય છે એટલે આપણને કર્મબંધ બહુ થાય છે પૂજારી, ભોજક વિગેરેના પરિણામ તેવા નિ શુક થતા નથી, કેમકે તેને સેવાના બદલામા આપવામા આવે છે આ બાબત બહુ વિચાર કરવા લાયક છે દેવદ્રવ્યની ઘણી વિચારણા આમા સમાય છે

પ્રશ્ન ૧૧—પાચ કારણમાં ભાવી ને કર્મ એ જુદા કેમ કહ્યા છે? એ બેનો અર્થ તો એક જ થાય છે

ઉત્તર—એ બે શબ્દનો અર્થ એક નથી ભાવીનું બીજું નામ ભવિતવ્યતા અથવા નિયતિ છે તે તો છેવટના પરિણામને બતાવનાર કારણ છે તેમા ફેરફાર થતો જ નથી કર્મ તો દરેક જીવના પોતાના કરેલા હોય તે કહેવાય છે, તે કારણ વડે જીવ તદ્યોગ્ય શરીર, ગતિ, જાતિ, સન્થાન, સઘયણ, આયુ આદિ દરેક ભવમા પામે છે અને તેમા ફેરફાર પણ બહુ થાય છે એ બે કારણ કોઇ રીતે એક સ્વરૂપવાળા કે એક અર્થવાળા છે જ નહીં

પ્રશ્ન ૧૨—વીરપ્રભુનું ઉત્પત્તિસ્થાન દેવાનદા ને ઋષભદત્તને ત્યા છે છતા તે સિદ્ધાર્થ રાજા અને ત્રિશલા માતાના પુત્ર કેમ કહેવાય છે?

ઉત્તર—ઉત્પત્તિસ્થાન પણ ઈંદ્રે બદલ્યુ છે વળી લોકો તો જેને ત્યા જન્મ થાય તેને જ માતા-પિતા તરીકે ઓળખે છે, એ સુપ્રસિદ્ધ છે દેવાનદા માતાની તો કેટલાકને ખબર પણ હોતી નથી, તથી જે પ્રમાણે કહેવાય છે તે પ્રમાણે યોગ્ય છે

પ્રશ્ન ૧૩—જે ઘરમા બાળક જન્મે તે ઘરમા જે જમતા કે ન્હેતા ન હોય-વિશેષ પરિચયમા આવતા ન હોય તો તેને પિતા કે કાકા યા પિતામહ હોવાથી વૃદ્ધિસૂતક લાગે?

ઉત્તર—ન લાગે જૈનધર્મમા સૂતક સગપણથી લાગતુ નથી, પણ અશુચિના સસર્ગથી લાગે છે, એવી જૈન શાસ્ત્રની ખાસ માન્યતા છે પરદેશમા રહેનારને પણ સૂતક લાગતુ નથી જેને સૂતક લાગે છે તે પ્રભુની અગપૂજા ન કરી શકે, બીજી

અગ્રપૂજા, ભાવપૂજા, તપ, જપ, સામાયિક, પ્રતિક્રમણાદિ કરી શકે મુખે ઉચ્ચાર ન કરે

વધારે હકીકત જાણવા માટે છાપેલ સૂતકવિચાર વાચવો

પ્રશ્ન ૧૪—કર્મસૂદન તપમા આઠ પૈકી ચાર દિવસે-એકસિત્થ, એકદત્તી, અષ્ટકવળ ને એકલઠાણુ શી રીતે કરવુ ?

ઉત્તર—એકસિત્થમા એક દાણો જ માત્ર ગળવો પચ્ચખાણુ આએલનુ કરવુ ઠામ ચોવિહાર કરવો

એકદત્તીમા એક વાર-એક સાથે ભાણામા પીરસાય તેટલુ જ ખાવુ મુનિને એકવાર પાત્રામા પડે તેટલુ જ ખાવુ તે એકદત્તી જાણવુ એમા પણુ ઠામ ચોવિહાર કરવાનો છે

આઠ કવળમા મોઢામા સમાય એવા આઠ કોળીઆ પૂરતું જ ખાવુ અથવા પોતાના આહારના ચોથા ભાગ પૂરતુ ખાવુ ઠામ ચોવિહાર કરવો એકાસણુ કરવુ

એકલઠાણાને એક અગીયુપણુ કહે છે માત્ર એક હાથ ને મોઢુ હલાવીને સ્થિરપણે હાલ્યાચાલ્યા વિના તેમ જ બોલ્યા વિના ખાવુ, ઠામ ચોવિહાર કરવો તે એકલઠાણુ સમજવુ

પ્રશ્ન ૧૫—આઠમના સ્તવન શ્રી કાંતિવિજયજી અને ન્યાયસાગરજીના કરેલા છે તે બંનેમા કલ્યાણકોની તિથિ ફેરફાર કહેલી છે તો તેમા બરાબર કોની કહેલી માનવી ?

ઉત્તર—શ્રી ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્રમા શ્રી હેમચન્દ્રાચાર્યજીએ જે કલ્યાણકોની તિથિઓ કહેલી છે તે પ્રમાણે કહેલ તિથિને પ્રમાણ માનવી

પ્રશ્ન ૪—યથાપ્રવૃત્તિ કરણનો શબ્દાર્થ વિચારતા તેમા સાત કર્મની સ્થિતિ ઘટાડવાનુ જણાતુ નથી તેનુ કેમ?

ઉત્તર—યથાપ્રવૃત્તિકરણ અનાભોગપણે થાય છે અને અભવ્ય પણ કરે છે, પરન્તુ તે કરણવડે સાતે કર્મની સ્થિતિ ઘટ્યા પછી જ જીવની સમકિત પ્રાપ્તિ માટે યોગ્યતા થાય છે એટલે તેમા શબ્દાર્થ જોવાનો નથી

પ્રશ્ન ૫—અનિવૃત્તિકરણ કર્યા પછી જીવ સમકિત પામ્યા વિના ન જ રહે એમ કહેલ છે તો શુ અપૂર્વકરણ કર્યા પછી પાછો ફરે?

ઉત્તર—અપૂર્વકરણ કરનાર અનિવૃત્તિકરણ કરે જ અને અનિવૃત્તિકરણ કરનાર સમકિત પામે જ એમ ઉત્તરોત્તર સમજવુ

પ્રશ્ન ૬—સમકિતની પાચ ભાવના કઇ છે?

ઉત્તર—સમકિતના ૬૭ બોલમા તેની ૬ ભાવના આવે છે, પાચ ભાવના જાણવામા નથી,

પ્રશ્ન ૭—ક્ષયોપશમ સમકિતી ક્ષાયક સમકિત પામે કે ઉપશમસમકિતી પણ પામે?

ઉત્તર—અનાદિ મિથ્યાત્વી ઉપશમ સમકિત પામી ક્ષયોપશમ સમકિતી થઈ, તે પછી સાતે પ્રકૃતિ ખપાવી ક્ષાયિક સમકિત પામી શકે છે એમ લક્ષમા છે ક્ષયોપશમી થયા વિના ક્ષાયિક પામવાનુ વાચનામા આવ્યુ નથી

પ્રશ્ન ૮—ક્ષાયિક સમકિતને કયુ સમકિત રોકે છે?

ઉત્તર—એમાથી એકે સમકિત તેને રોકતુ નથી આત્માની શક્તિમા મદતા હોય છે ને રોકે છે આત્મા બળવાન થાય તો અતર્મુહૂર્તના સાત પ્રકૃતિનો ક્ષય કરી ક્ષાયિક સમકિત પામી શકે છે

પ્રશ્ન ૯—સાસ્વાદન સમકિત પાચ વાર શી રીતે પામે? કેમકે પાચમી વાર ઉપશમ પામ્યા પછી તો પડે નહીં એમ કહેલ છે

ઉત્તર—પાચમી વાર ઉપશમ પામે તે ચોથી વખતની ઉપશમશ્રેણિમા પામે. ત્યાથી તે ચ્યુત થાય છે, નથી થતો એમ નહીં

પ્રશ્ન ૧૦—ક્ષયોપશમથી પડતો સાસ્વાદન ભાવ કેમ ન પામે?

ઉત્તર—ઉપશમથી પડતા પ્રથમ અનતાનુબધીનો ઉદય થાય છે તેથી ત્યા સાસ્વાદનભાવ પામે છે ક્ષયોપશમથી પડતા તો તરત જ મિથ્યાત્વમોહનીયનો ઉદય થાય છે તેથી તે સાસ્વાદનભાવ ન પામે

પ્રશ્ન ૧૧—ક્ષયોપશમ સમકિતમા કેટલીક પ્રકૃતિઓનો ક્ષય થઈ જાય છે તો તે પાછી મિથ્યાત્વ કે મિશ્ર ગુણઠાણે જતા ઉદયમા ક્યાથી આવે?

ઉત્તર—સત્તામાથી સપૂર્ણપણે ક્ષય થતી જ નથી તેથી ઉદયમા આવી શકે છે અનતાનુબધીની વિસયોજના થાય છે, ક્ષય થતો નથી

પ્રશ્ન ૧૨—ઉપશમ સમકિત પામનાર અતરકરણના વખતમા ત્રણ પુજ કરે છે તો ત્યાથી પડતા તે મિશ્રે કેમ ન જાય?

ઉત્તર—મિશ્રપુજ ઉદયમા આવે તો મિશ્રે પણ જઇ શકે છે, નિષેધ નથી

પ્રશ્ન ૧૩—ત્રણે પ્રકારના સમ્યક્ત્વની સ્થિતિ કહી છે તે કયા પ્રકારની સમજવી?

ઉત્તર—વર્તતા સમકિતની એક જીવ આશ્રયી એ સ્થિતિ સમજવી ઉપશમ તો અતર્મુહૂર્ત જ રહે છે, ક્ષાયિકની આદિ અનત સ્થિતિ છે ને ક્ષયોપશમની ૬૬ સાગરોપમ ઝાઝેરી છે

પ્રશ્ન ૧૪—સમકિતની પ્રાપ્તિ થાય તેનો અર્ધપુદ્ગલ પરાવર્ત્ત સંસાર કહ્યો છે તે કેવા પ્રકારનો સમજવો? તેટલો કાળ સંસારમાં રહેવું જ પડે કે વહેલો પણ કોઈ જીવ મોક્ષે જાય?

ઉત્તર—અર્ધપુદ્ગળપરાવર્ત્ત સંસાર તો વધારેમાં વધારે સંસારમાં રહે તેને માટે સમજવો તેવા જીવો આવે થોડા હોય છે બાકી તેની અંદર મોક્ષે જવામાં વિરોધ નથી સમકિત પામે તે જ ભવમાં પણ મોક્ષે જઈ શકે છે

પ્રશ્ન ૧૫—મનુષ્યપણે ઉત્કૃષ્ટ ૭-૮ ભવ કરે એમ કહ્યું છે, તો તેમાં ચોક્કસ ૭ કે ૮ કેમ કહ્યા નહી?

ઉત્તર—સંખ્યાતા કાળ આશ્રીને ૭ કરે અને આઠમો ભવ યુગલીયાનો કરે તો તે અસંખ્યાત વર્ષનો કરે એટલે આઠ ભવ કરે તે કારણથી એ વિકલ્પ કહેલ છે

પ્રશ્ન ૧૬—આયુષ્યની સ્થિતિ કાળ ઉપર છે કે શ્વાસો શ્વાસ ઉપર છે?

ઉત્તર—કાળ ઉપર છે શ્વાસોશ્વાસ તો સમાન વર્ષના આયુવાળા પણ ઓછા-વત્તા લે છે

પ્રશ્ન ૧૭—મિશ્ર ગુણઠાણે પડતો જીવ, આવે કે ચડતે પણ આવે?

ઉત્તર—પ્રાયે સમકિતથી પડતો જ આવે છે, પરંતુ કોઈ વખત મિથ્યાત્વથી સમકિત પામતા વચ્ચે પણ તે ભાવ પામે છે

પ્રશ્ન ૧૮—નવ અંગ પૂજાના કારણ ને તેનું રહસ્ય શું છે? અંગપૂજા કરતા આત્મલાભની ભાવના શી રીતે ભાવવી

ઉત્તર—નવ અંગ પૂજાના દુહામાં કહેલ છે તે પ્રમાણે તે રી

ગની મહત્તા સભાની ત્યાં તિલક કરવા અને તેવો ભાવ પોતાને પ્રાપ્ત થવાની ભાવના ભાવવી તેથી આત્મલાભ થાય છે

સં ૧૯૮૭ ભાદરવા વદિ ૩ કુંવરજી

( ૬ )

( પ્રશ્નકાર-સુદાનિનામી જૈન બંધુ )

પ્રશ્ન ૧—પૂજા કરતી વખતે પૂજાના દુહા બોલવા કે નહિ ?

ઉત્તર—પૂજા મૌનપણે કરવાની કહેલ હોવાથી દુહા પ્રથમ બોલવા અથવા મનમાં બોલવા

પ્રશ્ન ૨—પ્રતિમા ઉપર જેટલા પુષ્પ ચડે એટલા જીવો ભવ્ય ને ચડાવતા પડી જાય તે અભવ્ય, આ વાત સાચી છે ?

ઉત્તર—એ રીતે ભવ્યાભવ્યનો નિરધાર કરી શકાય નહીં એમ કોઈ જગ્યાએ કહેલ પણ નથી

પ્રશ્ન ૩—શત્રુંજય ઉપર ચડતા અન્ય દેવોના સ્થાનો આવે છે ત્યાં નમસ્કાર થાય કે નહીં ?

ઉત્તર—તેઓ તીર્થના રક્ષક અને આપણા સ્વામીભાઈ હોવાથી સ્વામીભાઈ તરીકે પ્રણામ કરી શકાય

પ્રશ્ન ૪—નવકારશી પંચાંગમાં લખેલા સૂર્યોદયના ટાઇમ પ્રમાણે ક્યારે થાય ?

ઉત્તર—સૂર્યોદયના લખેલા ટાઇમથી ૪૮ મિનિટે નવકારશી થાય, પણ તેની ખરી ખાત્રી માટે મહિનામાં એક-બે વાર સૂર્યોદય મેળવવો જોઈએ, માત્ર પંચાંગમાં લખેલ ટાઇમ ઉપર આધાર રખાય નહીં

પ્રશ્ન ૫—સુતરની નવકારવાળી શ્રેષ્ઠ કેમ કહી છે ? અને તે ગણવામાં અંગુઠા પાસેની આંગળી જ કેમ મોક્ષદાયક ગણી છે ?

ઉત્તર—આગળી માટે ખાસ કારણ બતાવેલ વાચવામ આવેલ નથી તેને માટે આજ્ઞા પ્રમાણ માનવાની છે સુતરન નનકારવાળી ગણતા વાયુકાય ઓછા હણાય એ પણ કાર છે, વળી તે નિસ્પૃહતાસૂચક છે

પ્રશ્ન ૬—પાચ આગળીના નામો શુ છે?

ઉત્તર—અગુષ્ઠ, તર્જની, મધ્યમા, અનામિકા ને કનિષ્ઠા

પ્રશ્ન ૭—ફાગણ સુદિ ૧૫ પછી ખજુર આદિ—જીવ પડ્યા વિનાનો હોય તો અને આર્દ્રા પછી કેરી નિર્જીવ હોય તો ખવાય?

ઉત્તર—ન ખવાય, વ્યવહારવિરુદ્ધ છે તેમ જ તે ખાવામાં આજ્ઞાનુ ઉલ્લઘન થાય છે

પ્રશ્ન ૮—રાત્રે પાણીને લોહી સમાન કહ્યુ છે તો તે સવારે પાછુ મટી જાય છે કે કેમ? કારણ કે સવારે પાછુ તે પી શકાય છે

ઉત્તર—પાણીને રૂધિર સમાન કહ્યાનુ વચન અન્ય શાસ્ત્રનુ છે રાત્રે પાણી ન પીવુ એનો રાત્રિભોજનના નિષેધમા સમાવેશ છે બાકી તિવિહાર કરનાર પાણી પીવે છે, તેને માટે ખાસ વિરોધ નથી, તેને લોહી સમાન ગણવાનુ નથી

પ્રશ્ન ૯—કોઇ પણ સઘ દીક્ષા લેનારને પરીક્ષા કરીને દીક્ષા આપવાનો ઠરાવ કરે તો તે સઘે શાસનદ્રોહ કર્યો કહેવાય?

ઉત્તર—જૈન શાસ્ત્ર જ પરીક્ષા કરીને દીક્ષા આપવાનુ કહે છે તો પછી તેવો ઠરાવ કરનાર સઘ તો જિનાજ્ઞાનો પાલક કહેવાય

પ્રશ્ન ૧૦—ખસખસ શા કારણથી અભક્ષ્ય ગણાય છે?

ઉત્તર—એમા દાણે દાણે જીવ હોવાથી થોડા પ્રમાણમા જીવો ઘણા થઇ જાય છે તેથી તેને અભક્ષ્ય કહેલ છે વળી અમુક કાળે તેમા ત્રસ જીવો ણ સખ્યાબધ ઉપજે છે

પ્રશ્ન ૧૧—દેવગતિમા ઉપજનારને ગર્ભમા રહેવુ પડે છે?

ઉત્તર—દેવોની ઉત્પત્તિ જ શય્યામા થાય છે ત્યા દેવાંગનાઓને ગર્ભ ધારણ કરવાપણુ નથી તેમનુ શરીર વૈક્રિય હોવાથી તેને ગર્ભોત્પત્તિ હોય જ નહીં

પ્રશ્ન ૧૨—નિરૂપયોગી લખેલા કે છાપેલા કાગળોને જળ શરણ કરવા એ ઠીક છે કે ખાડો ખોદીને દાટી દેવા એ ઠીક છે?

ઉત્તર—અમને તો બને બાબત ઠીક લાગે છે, પછી કરનારને યોગ્ય લાગે તેમ કરે, પણ બાળવા તે તો અઠીક જ છે

પ્રશ્ન ૧૩—હાલમા એકલવિહારી મુનિઓ બહુ થઇ ગયા છે વળી તેઓ કોઇ ગુરૂની આજ્ઞામા વર્તતા હોય એમ પણ જણાતુ નથી, કોની આજ્ઞામા વર્તો છો? એમ પૂછતા જવાબ આપી શકતા નથી, તો તેની ભક્તિ કરવી કે નહીં? આશ્રય આપવો કે નહીં? તેનુ વ્યાખ્યાન વિગેરે સાભળવુ કે નહીં? બીજી કાઇ સહાય કે ઉત્તેજન આપવુ કે નહીં?

ઉત્તર—આ બાબત બહુ વિચાર કરવા જેવી છે આભ ફાટે ત્યા થીગડુ દેવા જેવી છે પરતુ ખરી રીતે તો તેઓ દીક્ષા લેતી વખતે કોઇ પણ ગુરૂના શિષ્ય થયેલા હોય છે તેથી તેના દીક્ષાદાયક ગુરૂએ તેની સભાળ જરૂર લેવી જોઇએ તેની આજ્ઞામા ન રહે તો તેમણે શ્રી સઘમા જાહેર કરી દેવુ જોઈએ શ્રાવકવર્ગે તેને માટે કેમ વર્તવુ? એ બાબત કાંઈ પણ એકાત કહી શકાય તેમ નથી, તેથી વિવેકપૂર્વક તેનુ ચારિત્ર જળવાય તેમ વર્તવુ એટલુ જ કહેવુ ઈષ્ટ છે વધારે કહેવા જતા વિરોધમા વૃદ્ધિ થાય તેમ જણાય છે

સ ૧૯૮૮ ચૈત્ર વદિ ०))   કુવરજી

( ૭ )

( પ્રશ્નકાર-મુનીરાજ જેસાગભાઈ-ડીસા )

પ્રશ્ન ૧—દિગંબર જૈનમંદિરમાં શ્વેતાંબર મૂર્તિ હોય તો ત્યાં જઈને તેની પૂજા કરી શકાય ?

ઉત્તર—ત્યાં જઈને શ્વેતાંબર પ્રવૃત્તિએ પૂજા કરનાર દિગંબરી ભાઈઓનું દિલ દુભાય તેથી ત્યાં પૂજા કરવા જવું ઉચિત જણાતું નથી

પ્રશ્ન ૨—મહાદેવ ને ગણપતિ સંબંધી હકીકત આપણા શાસ્ત્રમાં આવે છે ?

ઉત્તર—મહાદેવને આપણા શાસ્ત્રમાં રુદ્ર કહેલ છે એ રુદ્ર એક ચોવીશીમાં ૧૧ થાય છે તેમની ગતિનો નિર્ણય જાણ્યો નથી તેઓ પ્રાય કામી ને ક્રોધી વિશેષ હોય છે ૧૧ મે રુદ્ર સત્યકી વિદ્યાધર થયેલ છે તેની હકીકત વિશેષે આવે છે પ્રથમના રુદ્રોની હકીકત વાંચવામાં આવી નથી ગણપતિ સંબંધી જૈન શાસ્ત્રમાં ઉલ્લેખ જાણ્યો નથી

પ્રશ્ન ૩—પોસહ લીધા પછી પોતાના ઘરના જિનમંદિરમાં પૂજા કરવાની વ્યવસ્થા કરવાનું કહી શકાય ?

ઉત્તર—પોતાના ગૃહચૈત્યમાં પૂજા કર્યા પછી જ પોસહ લેવો ઉચિત છે બીજા પૂજા કરનાર હોય તો પ્રથમથી તેને ભલામણ કરી દેવી

પ્રશ્ન ૪—પ્રસૂતિવાળા ઘરમાં સ્પર્શાસ્પર્શની વ્યવસ્થા બરાબર ન હોય તો તેના ઘરવાળાને પૂજા ને દર્શન ક્યારે થાય ?

ઉત્તર—જિનદર્શન કે પૂજાના અભિલાષીએ વ્યવસ્થા સાચ

વની જોઇએ અને ૧૨ દિવસ પછી પવિત્રતા જાળવીને પ્રભુની અંગપૂજા કરવી જોઇએ. પવિત્રતા નહીં જાળવનાર માટે અમુક દિવસ કહી શકાય નહીં. પ્રસૂતી સ્ત્રી પાસે રહેનાર બાઇને ૧૨ દિવસ પછી પ્રસૂતી બાઇને અડે નહીં તો પવિત્ર થઇને જિનદર્શન, જિનપૂજા કરવામાં વિરોધ નથી.

પ્રશ્ન ૫—ઉકાળ્યા સિવાયના પાણીથી ગૃહસ્થ એકાસણું કરી શકે?

ઉત્તર—ત્રણ ઉકાળાવાળા પાણીથી જ ગૃહસ્થે એકાસણું કરવું ઉચિત છે, સચિત્ત પાણીથી કરી શકાય નહીં.

પ્રશ્ન ૬—સિદ્ધશિલા ઉપર વાયુકાયના જીવો જઈ શકે?

ઉત્તર—જઈ શકે. સિદ્ધશિલા ઉપર એક યોજન લોકાંત છે તે પોલાણ છે એટલે ત્યાં બાદર વાયુકાય હોય જ છે. જ્યાં પોલાણ હોય ત્યાં સર્વત્ર વાયુકાય હોય છે.

પ્રશ્ન ૭—૨૪ પ્રભુમાં કયા કયા પ્રભુએ નગ્નપણે દીક્ષા પાળી? તે નગ્નપણાને દિગંબર કહી શકાય કે નહીં?

ઉત્તર—દરેક પ્રભુના ખભે ઇંદ્ર દેવદૂષ્ય મૂકે છે તે રહે ત્યાં સુધી તે પ્રભુ વસ્ત્રધારી કહેવાય અને પછી વસ્ત્ર રહિત કહેવાય, પણ તેને દિગંબર ન કહેવાય. દિગંબરની માન્યતા જુદા પ્રકારની છે. વીર પ્રભુને ૧ વર્ષ ને બીજા પ્રભુને કાયમ દેવદૂષ્ય રહેલ છે.

પ્રશ્ન ૮—પ્રતિષ્ઠિત થયા વિનાની પ્રતિમાની પૂજા થઇ શકે?

ઉત્તર—અંજનશલાકા થયેલ પ્રતિમા સ્થાપિત કરેલ હોય કે ન કરેલ હોય પણ તેની પૂજા થઇ શકે. અંજનશલાકા કર્યા

પ્રશ્ન ૧૩—મેવાડમા જૈન બ્રાહ્મણો મહાત્મા કહેવાય છે તો તેમા ને બીજા બ્રાહ્મણોમા શો ફેર હશે ?

ઉત્તર—બ ને ગૃહસ્થ છે, કોઇ ત્યાગી નથી મહાત્મા તો વહીવચા પણ કહેવાય છે યતિઓ ને તે બ્રાહ્મણો જુદા સમજવા તેના આચારવિચારમા ઘણો ફેરફાર હોય છે

સ ૧૯૮૮ કાર્તિક વદિ ૦)) કુ વગ્ગ

( ૯ )

( પ્રશ્નકાર—અગરચદજી નાહટા-બીકાનેર )

પ્રશ્ન ૧–અક્ષયતૃતીયા નામનો ભાવાર્થ શુ છે ?

ઉત્તર—શ્રી ઋષભદેવને વર્ષીતપનુ પારણુ કરાવનાર શ્રેયામ કુમારને વૈશાખ સુદિ ત્રીજે આપેલુ સુપાત્રદાન અક્ષયસુખની પ્રાપ્તિ માટે થયુ તેથી ત પર્વનુ નામ **અક્ષયતૃતીયા** પડયુ છે

પ્રશ્ન ૨—વિદળ (દ્વિદળ) માત્ર દહીં સાથે દાળ વિગેરે મળવાથી થાય છે કે દુધ સાથે મળવાથી પણ થાય છે ? દ્વિદળ શબ્દથી દાળાદિજ સમજવા કે દળેલો લોટ વિગેરે પણ સમજવા ? અને દહી સાથે દ્વિદળ મેળવ્યા પછી ગરમ કરે તો ચાલી શકે કે નહીં ?

ઉત્તર—ટાઢા ( ઉષ્ણ કર્યા વિનાના ) દૂધ, દહીં ને છાશ ત્રણેની સાથે દ્વિદળ ( કઠોળ ) ની દાળ, આખુ ધાન્ય, મેથી વિગેરે દ્વિદળની ભાજી, આટો અથવા તેનાથી બનેલ પદાર્થો અથવા તેનો આટો નાખેલ પદાર્થો–એ બધામાથી કોઇ પણ મળે તો તે જ ક્ષણે બેઇદ્રિય જીવ ઉપજે છે એટલે મેળવ્યા પછી ગરમ કરી શકાય નહીં અને તે કલ્પે નહીં મોઢામા પણ ભેળા કરી શકાય નહીં

પ્રશ્ન ૭—આયુષ્યના કેટલા પ્રકાર છે? અને તે બધાયા પછી ઓછુ-વત્તુ થઇ શકે છે?

ઉત્તર—આયુષ્ય દરેક જીવ ભવમા એક જ વાર બાધે છે તેના પ્રકારો ગતિઆશ્રી ચાર છે અને બીજા જાતિ વિગેરે આશ્રી તો પારાવાર છે તે બધાયા પછી વધતુ તો નથી જ પણ તે આયુ ભોગવતા જો ઉપક્રમ લાગે તો ઘટે છે, તૂટે છે આયુષ્ય તૂટવાના અધ્યવસાય, નિમિત્તાદિ ૭ પ્રકારો કહેલા છે

પ્રશ્ન ૮—માગધી અને સસ્કૃત એમા પહેલી ભાષા કઇ હશે?

ઉત્તર—એમા પહેલી કે પછી કહી શકાય તેમ નથી સસ્કૃત ભાષાનો પ્રચાર સર્વત્ર છે માગધી ભાષા મૂળ મગધ દેશની છે

પ્રશ્ન ૯—દેવદ્રવ્ય કોઇ છીતુ લેય ને કોઇ વ્યાજે લેય તો તેઓમા ઓછા-વત્તો દોષ લાગે કે કેમ?

ઉત્તર—દેવદ્રવ્યની સાથે એવો કોઇ પ્રકારનો સબધ જોડવા તજ ઉચિત નથી દોષની હકીકત પરિણામ ઉપર રહેલી છે

પ્રશ્ન ૧૦—દેરાસરમા પુજારી તરીકે રહેલ શ્રાવક પૂજારી ત્યા ચડેલા ફળ નૈવેદ્ય લઇ શકે?

ઉત્તર—ન લઈ શકે શ્રાવકને તે ખપે જ નહી

પ્રશ્ન ૧૧—સ્ત્રીને પુજારી તરીકે રખાય?

ઉત્તર—ન રખાય એમા બહુ પ્રકારના વિરોધ ઉત્પન્ન થાય.

પ્રશ્ન ૧૨—કાચા દહીં અને છાશ સાથે કઠોળ ન ખવાય તેમ કાચા દૂધ સાથે ખવાય કે નહીં?

ઉત્તર—કાચા-ઉના કર્યા વિનાના દૂધ, દહીં કે છાશની સાથે કઠોળ કે તેના બનેલા પદાર્થો ખવાય નહીં

ઉત્તર—આ બાબત આ ચોવીશીમા તેવો જીવ કોઇ ન હોવાથી વધારે ઉલ્લેખ થયેલ નથી આગામી ચોવીશીમા પ્રથમ તીર્થંકર જ તેવી રીતે થવાના છે, તેમના ચરિત્રમા કાઈ વિશેષ ઉલ્લેખ હોય તો તેનો ખુલાસો થઇ શકે હાલ તેમનુ વિશિષ્ટ ચરિત્ર લભ્ય નથી

પ્રશ્ન ૬—વીરપ્રભુએ ગોશાળાને શિષ્ય કેમ બનાવ્યો ? તે વખતે શુ અવધિજ્ઞાનનો ઉપયોગ દઇ તેની યોગ્યતા જોઇ નહીં હોય ?

ઉત્તર—વીરપ્રભુએ તેને દીક્ષા આપીને શિષ્ય કર્યો જ નથી, તે પોતાની મેળે શિષ્ય બની બેઠો છે તીર્થંકર છદ્મસ્થાવસ્થામા કોઇને દીક્ષા આપતા જ નથી

પ્રશ્ન ૭—દેવતાને નિદ્રાનો ઉદય હોય તેથી તે નિદ્રા લેય એમ કહે છે તો તે 'અનિમેષ નયનવાળા' એટલે આખનુ મટકુ નહીં મારનારા હોય છે ત્યારે આખ મીચ્યા વિના શી રીતે નિદ્રા લેતા હશે ?

ઉત્તર—કોઇ કોઇ મનુષ્ય ઉઘાડી આખે પણ નિદ્રા લેય છે દેવો આપણે ઊંઘી જઈએ છીએ તેવી રીતે તો નિદ્રા લેતા જ નથી પરતુ નિદ્રાનો ઉદય છે તેથી નિદ્રા લે છે ખરા આ બાબત વધારે સ્પષ્ટતા વાચવામા આવેલ નથી

પ્રશ્ન ૮—પ્રાચીન કાળમા સાધુના મૃતક શરીરની અતક્રિયા શી રીતે થતી હતી અને કોણ કરતા હતા ?

ઉત્તર—આ બાબત શ્રી ઋષભપ્રભુના નિર્વાણ મહોત્સવની હકીકત શ્રી જબૂદ્વીપપ્રજ્ઞપ્તિ વિગેરેમા છે તેવી જાણી શકાય છે કે તેમની સાથેના સાધુના શરીરોને જેમ અગ્નિસસ્કાર કરવામા

પ્રશ્ન ૩—સાધુઓને દતધાવન કરવાનો નિષેધ કરેલ છે પરતુ સાધુના દાત પર મેલ જામે, તેથી વ્યાધિ થાય ને જીવ ઉપજે તેનુ શુ કરવુ ?

ઉત્તર—દતધાવન એ એક શૃગારનો જ ભેદ છે, તેથી મુખ નારૂ દેખાવા માટે સાધુને દતધાવન કરવાનો નિષેધ કરેલો છે બાકી જેના દાત દુખતા હોય, દાતમા રસી વતુ હોય અથવા તેવા બીજા વ્યાધિના કારણથી જરૂર જણાય તો દાત પર તબાકુ, રાખ વિગેરે ઘસીને દાત સાફ રાખવાનો નિષેધ નથી જીવોત્પત્તિ ત્યા એકાએક થવાનો સભવ નથી

પ્રશ્ન ૪—અહિંસા ધર્મનુ પાલન કરનાર જૈની પોતાના કુટુબના સકટ નિવારણાર્થે અન્ય મનુષ્ય ઉપર શસ્ત્ર વાપરી શકે ? અથવા હિંસક જનાવરોનો વિનાશ કરવા માટે શસ્ત્ર વાપરી શકે ? કેવી રીતે કરવાથી પ્રથમ અણુવ્રતધારીના આ વ્રતનો ભગ થાય ?

ઉત્તર—અણુવ્રતધારી શ્રાવકે વ્રત અગીકાર કરતી વખતે જે પ્રકારની છૂટ રાખી હોય તે પ્રકારે વર્તન કરતા વ્રતભગ થાય નહીં, તેથી આવી બાબતની વિચારણા વ્રત લેતી વખતે કરવાની જરૂર છે સ્વજન કુટુબના પ્રાણનાશ થવા જેવા પ્રસગે પ્રથમ અણુવ્રતમા અપરાધી સાથે જે વર્તનની છૂટ છે તેનો ઉપયોગ કરી શકે હિંસક જનાવરો તેના અપરાધી નથી તેથી તેને માટે વિના કારણ શસ્ત્ર વાપરી ન શકે આ પ્રસગ બહુ વિચારણીય છે

પ્રશ્ન ૫—તીર્થંકર જે સ્થાનમાથી આવે ત્યા જેટલુ અવધિજ્ઞાન હોય તેટલુ ચારિત્ર ગ્રહણ કરતા સુધી હોય એમ કહેલ છે, તો નરકમાથી આવનાર તીર્થંકરને તો બહુ અ૫ અવધિજ્ઞાન હોય તેનુ કેમ ?

પ્રશ્ન ૧૦—ઉત્તર દિશાના લોકપાળ કુબેર પાસે અર્જુન જાતિના સુવર્ણની કુબેરકાંતા નામની વીંટી હતી તે સુવર્ણ કેવુ ને તે નામ શા ઉપરથી પડેલ હશે ?

ઉત્તર—અર્જુન જાતિનુ સુવર્ણ ઉજ્વળ વર્ણનુ હોય છે તેની વીંટીનુ નામ કુબેરે સ્વેચ્છાએ પાડેલ સભવે છે

પ્રશ્ન ૧૧—ત્રેશઠ શલાકા પુરૂષોમા કોઈ વિદ્યાધર વૈતાઢ્ય વાસી થયેલ છે કે બધા ભૂમિ પર વસનાર જ થયા છે ?

ઉત્તર—બધા ભૂમિ પર વસનાર જ થયા છે, બાકી તેમાના ઘણા આકાશગમનની શક્તિવાળા-વિદ્યાવાળા હતા

પ્રશ્ન ૧૨—જરાસધની પુત્રી જીવયશાને બને કુળનો ક્ષય કરનારી મુનિએ કહી હતી તો તે ક્યા જ્ઞાનથી કહેલ હશે ?

ઉત્તર—શ્રુતજ્ઞાનના અગભૂત લક્ષણુશાસ્ત્ર વિગેરેના બળથી આકૃતિ વિગેરે જોઈને તેમ કહી શકાય છે

પ્રશ્ન ૧૩—સમુદ્રવિજય ને ઉગ્રસેન એક કુળના હતા તેમના પુત્ર-પુત્રીના લગ્ન ઠરાવવામા આવ્યા હતા તો તેવા લગ્ન અગાઉ થતા હશે ? અને થતા હોય તો ક્યારથી બધ પડ્યા હશે ?

ઉત્તર—ક્ષત્રીઓમા તેવા લગ્ન ક્વચિત્ થતા હોય એમ સભવે છે બાકી ચાલુ પ્રવાહ તેવો સભવતો નથી, એટલે પછી બધ પડ્યા જેવુ રહેતુ નથી

પ્રશ્ન ૧૪—જે ઈચ્છાથી અનશન કરે તે ઇચ્છા પૂરી થતી હશે ?

ઉત્તર—ઇચ્છાથી અનશન કરવુ તે તો નિયાણુ કર્યું કહેવાય તેમા જે ક્રિયાનો જેટલો બદલો મળવા સભવ હોય તે કરતા

નથી તેથી તેઓ અહીં શત્રુંજયાદિ તીર્થની યાત્રા માટે પણ આવી શકતા નથી એઓ કાંઈ દેવોની જેમ અદૃશ્ય રહેનારા નથી કે જેથી આવે તો પણ આપણે દેખી ન શકીએ અત્યારે પણ મહાવિદેહની વિજયોના વૈતાઢ્ય પર વિદ્યાવાળા વિદ્યાધરો છે અને તેઓ નંદીશ્વરદ્વીપ સુધી જવાની શક્તિવાળા હોય છે

પ્રશ્ન ૬—મનુષ્યોની જેમ દેવોને પણ વ્યાધિ થાય છે ?

ઉત્તર—દેવોના શરીર ઉત્તમ પ્રકારના વૈક્રિય હોય છે તેમા સાત ધાતુ હોતી નથી તેમજ તેમને પ્રાયે માતાવેદનીનો જ ઉદય હોય છે તેથી તેમને શારીરિક વ્યાધિ થવાનો સભવ નથી

પ્રશ્ન ૭—લંકામા રહેનાર રાવણ પણ આકાશગામી વિદ્યાવાળો હતો, તો શુ વિદ્યાધરો પણ જમીન પર વસતા હશે ?

ઉત્તર—ઉપર પાચમા પ્રશ્નના ઉત્તરમા જણાવ્યા પ્રમાણે અહીં નીચે પણ કેટલાક આકાશગમન કરે તેવી વિદ્યાવાળા મનુષ્યો હોય છે, બધા હોતા નથી વૈતાઢ્ય ઉપર પ્રાય બધા મનુષ્યો તેવી વિદ્યાવાળા હોય છે

પ્રશ્ન ૮—કેશી ગણધર ને ગૌતમ ગણધરની મુલાકાત વખતે કેશી ગણધર કેટલા જ્ઞાનવાળા હતા ?

ઉત્તર—તેઓ પાર્શ્વનાથની ચોથી પાટે થયેલા છે તેઓ ચાર જ્ઞાનવાળા હતા ત્યારપછી તેઓ કેવળજ્ઞાન પામીને મોક્ષે ગયેલા છે

પ્રશ્ન ૯—મનુષ્યકન્યાના લગ્ન વખતે તેના સ્વયવરમા દેવો પણ આવતા હતા તો શુ તેવો સબધ બનાવ થતો હશે ?

ઉત્તર—પૂર્વભવના સ્નેહથી કોઇ દેવ મનુષ્યના રૂપે આવે તો તેમ બનવા સભવ છે બાકી એવો સબધ બધાતા નથી કે જેમા દેવને મનુષ્યની સ્ત્રી લગ્નવિધિથી પાણિગ્રહણ કરે ।

પ્રશ્ન ૧૮—ચાલુ ભવમાં નિયાણું કરનાર મરણ પામીને દેવ થાય તો ત્યાં નિયાણું કરેલ ફળ ભોગવતો હશે કે ત્યાર પછીના મનુષ્યના ભવમાં જ તે ભોગવતો હશે?

ઉત્તર—નિયાણું કરેલ ફળ પ્રાય મનુષ્ય ભવમાં જ ભોગ થાય છે, કારણ કે તેણે કરેલ નિયાણાની પૂર્તિ થવાના સાધન દેવગતિના હોતા નથી ક્વચિત્ દેવગતિમાં પણ દ્વીપાયનાદિકની જેમ નિયાણાની પૂર્તિ થાય છે

પ્રશ્ન ૧૯—જાતિસ્મરણ કેવા સંયોગોમાં ઉત્પન્ન થાય ને ક્યાં સુધી રહે?

ઉત્તર—સંયોગોના અનેક પ્રકાર હોવાથી અમુક સંયોગો કહી શકાય તેમ નથી, પરંતુ પૂર્વભવની પરિચિત વસ્તુના દેખવાથી ઉહાપોહ કરતાં ચિત્તની એકાગ્રતા થવાથી મનુષ્ય અને તિર્યંચ ગતિમાં થાય છે, નારકીને પરમાધામીના કહેવાથી વિચાર કરતાં થાય છે અને પ્રાયે તે મરણપર્યંત રહે છે

પ્રશ્ન ૨૦—અજ્ઞાન બાળકો જે જે વાતો કરે તેમાં પૂર્વભવનો સંબંધ ખરો કે નહીં? બાળકોને પૂર્વભવ સંબંધી જ્ઞાન ક્યાં સુધી રહેતું હશે?

ઉત્તર—પૂર્વભવનો સંબંધ તો ખરો પરંતુ તે અવ્યક્ત જેવો હોય છે અને પૂર્વભવ સંબંધી વિશિષ્ટ મતિ, શ્રુત કે અવધિજ્ઞાન તો કોઈ જીવને ગર્ભમાં આવે ત્યારથી હોય છે કોઈક જીવને સામાન્ય મતિ શ્રુત હોય છે તીર્થંકરાદિકના જીવોને પૂર્વભવનું જ્ઞાન કાયમ રહે છે તેમ પ્રાયે બાળકને રહેતું નથી

પ્રશ્ન ૨૧—કેટલાક મનુષ્યો અનેક દેશોમાં પરિભ્રમણ કરે છે તેમાં કાંઈ તેના પૂર્વભવનો સંબંધ હશે ખરો?

ઓછા ફળની ધારણા કરી હોય તો તેવુ ફળ મળે, વધારે પડની ધારણા કરી હોય તો તેવુ ફળ ન મળે

પ્રશ્ન ૧૫—અઠ્ઠમ વિગરેનો તપ કરીને બોલાવવાથી પ્રથમ દેવ-દેવીઓ આવતા હતા તેમ અત્યારે આવે કે નહીં ? ન આવે તો તેનુ શુ કારણ ?

ઉત્તર—અત્યારે આવવાનો સભવ બહુ ઓછો છે જો કે મહાવીર પરમાત્મા પછી થયેલા અનેક આચાર્યોને તેમજ તીર્થોદ્ધારાદિ કરનાર શ્રાવકોને પણ દેવોએ સહાય આપેલ છે પરતુ વર્તમાન કાળમા જીવોના પુન્યની ઓછાશથી તેમજ બીજા પ્રમાદાદિ કારણોથી બહુ ક્વચિત્ જ આવવાની હકીકત સભળાય છે પરતુ તેનો નિષેધ કરી શકાય નહીં

પ્રશ્ન ૧૬—વસુદેવ સ્રીવલ્લભ થવાના નિયાણાથી ૭૨૦૦૦ સ્રીઓના સ્વામી થયા, પરતુ અનેક રાજાઓને જીતે તેવા પરા ક્રમવાળા શાથી થયા ?

ઉત્તર—તે પણ પૂર્વે કરેલા અપૂર્વ વૈયાવચ્ચ વિગેરે ધર્મા રાધનથી થયેલા સમજવા, કારણ કે તેમણે નદિષેણના ભવમા મુનિઓની વૈયાવચ્ચ બહુ ઊચા પ્રકારે કરી હતી

પ્રશ્ન ૧૭—સપ્રતિરાજાને ત્રણ ખડના ભોક્તા થવા જેવી રાજઋદ્ધિ શાથી પ્રાપ્ત થઇ ? તેણે પૂર્વભવે તો માત્ર એક દિવસ જ ચારિત્ર પાળ્યુ હતુ

ઉત્તર—એને રાજઋદ્ધિ એક દિવસના અવ્યક્ત સામાયિક ચારિત્રના ફળ તરીકે જ પ્રાપ્ત થઇ છે એક દિવસના ચારિત્રનુ ફળ કેટલુ મળે તેનો નિરધાર નથી જુઓ ! પુડરીક મુનિને એક દિવસના ચારિત્રથી સર્વાર્થસિદ્ધ વિમાનની પ્રાપ્તિ થઇ છે

ઉત્તર—તેવો સબંધ હોવાનો સંભવ છે પરંતુ તે જાણી શકાતો નથી પૂર્વભવના જે દેશ કે ગામ અથવા નગર ઉપર પ્રેમ હોય તે દેશાદિ ઉપર આ ભવમાં પણ પ્રેમ થાય છે, પણ તેનું કારણ સમજી શકાતું નથી

પ્રશ્ન ૨૨—ચોથા આરામાં કલ્પવૃક્ષ, ચિંતામણિરત્ન અને અનેક પ્રકારના મહિમાવાળી જડીબુટ્ટીઓ સહજે મળતી હતી તે આ પાંચમા આરામાં કેમ મળતી નથી અથવા દેખાતી પણ નથી? શું નાશ પામી ગયેલ છે?

ઉત્તર—ચોથા આરામાં પણ તેવી વસ્તુઓ પ્રબળ ભાગ્યવાન કે પુન્યવાનને જ મળતી હતી, જેને તેને મળતી નહોતી આ કાળમાં જીવો પ્રાયે ઓછા પુન્યવાળા હોવાથી તેવી વસ્તુની પ્રાપ્તિ થતી નથી તેમાંની કેટલીક વસ્તુઓ નાશ પણ પામી ગયેલ છે અને કેટલીક પ્રચ્છન્ન સ્થિતિને પામી ગયેલી છે

પ્રશ્ન ૨૩—ઋષભદેવ અગાઉ એવો યુગલિક ભાવ હતો કે જેમાં સાથે જન્મતા, સાથે સ્ત્રી–પુરૂષપણે રહેતા ને સાથે મૃત્યુ પામતા, એવું આ ભરતક્ષેત્રના છ ખંડમાં અત્યારે કોઈ સ્થાનકે હશે?

ઉત્તર—આ ભરતક્ષેત્રમાં કે ઐરવતમાં આ કાળે તેવું કોઈ જગ્યાએ છે જ નહીં, બાકી દેવકુરૂ, ઉત્તરકુરૂ વિગેરે યુગલીઆઓના ક્ષેત્રમાં, એટલે ૩૦ અકર્મભૂમિમાં ને ૫૬ અંતરદ્વીપમાં અત્યારે પણ તેવો ભાવ વર્તે છે

પ્રશ્ન ૨૪—પૂર્વે ચારણમુનિઓ આકાશગામી હતા તેવા અત્યારે અહીં જણાતા નથી તો બીજા ક્ષેત્રોમાં હશે? ચારણ એટલે શું?

ઉત્તર—અત્યારે પાંચે મહાવિદેહ ક્ષેત્રમાં તેવા મુનિઓ

હોય છે તેના મુખ્ય જઘાચારણ ને વિદ્યાચારણ એવા બે ભેદ છે ચારણ શબ્દ ચરવુ, ફરવુ, ભમવુ, આકાશગમન કરવુ તે વાચક જણાય છે ચારણ મુનિઓને ઉચ્ચ કોટિની આકાશગમન શક્તિવાળા કહેલા છે,

પ્રશ્ન ૨૫—મહાવિદેહમા અહીંની જેમ આરાઓનો ફેર ફાર હોય છે કે કાયમ એક સરખી સ્થિતિ જ હોય છે ?

ઉત્તર—ત્યા અવસર્પિણી, ઉત્સર્પિણી ન હોવાથી આરાઓનો ફેરફાર નથી કાયમ ચોથા આરાના પ્રારભ જેવા ભાવ જ પ્રાયે વર્તે છે ઉત્કૃષ્ટકાળે મનુષ્યની તેમજ તીર્થંકર, કેવળી અને સામાન્ય મુનિઓ વિગેરેની સખ્યામા વૃદ્ધિ થાય છે

પ્રશ્ન ૨૬—દેવ, ગાધર્વ, વિદ્યાધર અને ખેચરનો જ્યા નિવાસ છે ત્યા પગરસ્તે જઇ શકાય તેમ છે ?

ઉત્તર—એને માટે પગરસ્તો નથી વિદ્યાધર ને ખેચર એક જ છે તેનો નિવાસ વૈતાઢ્ય ઉપર છે, ત્યા વિદ્યા હોય તો જ જવાય અને દેવોના નિવાસમા તો વિદ્યાથી પણ ન જવાય ત્યા તો તે દેવાદિક મિત્રભાવે લઇ જાય તો જ જવાય

પ્રશ્ન ૨૭—દેવમા ઉત્પન્ન થવુ એટલે જન્મવુ તે જ કે બીજુ છે ? તેઓ ઉપજતા જ બધી રીતે પૂર્ણ થઈ જાય છે કે ક્રમે ક્રમે થાય છે ?

ઉત્તર—ચારે નિકાયના દેવો ઉત્પાદશય્યામા જ ઉત્પન્ન થાય છે ઉત્પન્ન થવુ ને જન્મવુ એ એક જ છે અને તેઓ અતર્મુહૂર્ત્તમા જ બધી રીતે-શરીરાદિક પૂર્ણ થઈ જાય છે

પ્રશ્ન ૨૮—અનાજ ને વૃક્ષાદિ સુકાઈ ગયા બાદ-તેનામાથી

જીવત્વ નીકળી ગયા બાદ તે મનુષ્ય તિર્યંચની જેમ મૃતક કેમ ગણાતા નથી ?

ઉત્તર—મનુષ્ય ને તિર્યંચના શરીરમાંથી જીવ નીકળી ગયા બાદ તે શરીર કોહવાઇ જાય છે, દુર્ગંધ મારે છે, તમા બીજા વિકળેંદ્રિય જીવો ઉપજે છે, તેવુ અનાજ વૃક્ષાદિકમા વતુ નથી તથી તેની મૃતકસંજ્ઞા નથી

પ્રશ્ન ૨૯—તાજુ અનાજ અને લીલા ઝાડ સજીવ છે તો તેનો ખાનપાનમા ઉપયોગ કરનાથી કે વૃક્ષને સુકવીને બાળવાના ઉપયોગમા લેવાથી જીવ-વિરાધનાનુ પાપ લાગે કે નહીં ?

ઉત્તર—અચિત્ત ( સજીવ ) ની વિરાધના કરવાથી અવશ્ય પાપ લાગે તથી જ ઉત્તમ શ્રાવકો સચિત્ત ખાનપાનનો ત્યાગ કરે છે તેમ જ તેના છેદનભેદન વિગેરેમા પણ પરિમિત થાય છે અને છેવટ સર્વથા ત્યાગ પણ કરે છે

પ્રશ્ન ૩૦—કઇ કઇ વસ્તુમા જીવ છે એ જાણવાનુ ખરૂ સાધન શુ છે ? અને તે વસ્તુ સજીવ હોય છતા આપણે સજીવ માનતા ન હોઇએ તેવી કઇ કઇ વસ્તુઓ છે ?

ઉત્તર—એ જાણવા માટે જીવવિચારાદિ પ્રકરણ વાચવા જોઇએ આપણે અજ્ઞાન હોઇએ ત્યા સુધી પ્રાયે સ્થાવર જીવોમા ( એકેંદ્રિયપૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ ને વનસ્પતિમા ) જીવ માનવાનુ મુશ્કેલ લાગે છે જો કે અત્યારે સાયન્સ વિગેરથી વનસ્પતિમા અને પૃથ્વી વિગેરમા પણ જીવત્વ સિદ્ધ થવા માડેલ છે એકેંદ્રિયોમા મનુષ્ય તિર્યંચાદિ ત્રસ જીવો જેવી વિશિષ્ટ સંજ્ઞા ન હોવાથી તેમા શાસ્ત્રાધારે જીવત્વ માનવુ પડે છે

પ્રશ્ન ૩૧—જો લીલુ ઝાડ કાપવામા પાપ લાગે તો પછી

લીલુ ઘાસ, અનાજના છોડ, શાખના વેલા વિગેરે કાપવામા પણ પાપ લાગે કે કેમ? જો પાપ લાગે તો પછી જનાવરો માટે ઘાસ અને ખોરાક માટે અનાજ–શાક વિગેરેની કાપણી શી રીતે કરી શકાય?

ઉત્તર—એમા શકયાશકયનો વિચાર કરવો પડે છે પાપ ન લાગે તેમ તો કહેવાય જ નહી, પરતુ નિરર્થક વિરાધના કરવી અને સકારણ કરવી તેમા ફેર પડે છે કર્મબધમા પણ તરતમયોગ હોય છે તેવી જ અર્થદડ અને અનર્થદડ એવા બે ભેદ પાડવામા આવ્યા છે

પ્રશ્ન ૩૨—ઇદ્રજાળ વિદ્યા હેમચદ્રાચાર્ય સુધી હતી એમ જણાય છે, હાલ કોઈ જગ્યાએ હશે કે નહી?

ઉત્તર—હેમચદ્રાચાર્ય પછી પણ કોઈ કોઈ વખત જણાયેલ છે હાલ તેનો સભવ જણાતો નથી

પ્રશ્ન ૩૩—સ્ત્રી-પુરૂષના સયોગમા વતી જીવહિંસા સબધી પાપ બનેને સરખુ લાગતુ હશે કે ઓછુ-વત્તુ લાગતુ હશે? અને તે પાપના નિવારણનો ઉપાય મનુષ્ય ભવમા શુ છે કે જેથી તે પાપ ભોગવવુ ન પડે?

ઉત્તર—સરખા કે ઓછા-વત્તાનો નિર્ણય કહી ન શકાય, કારણ કે કર્મબધનમા ત્રણે યોગ સબંધી વિચાર કરવો જોઇએ. બાકી બનેને લાગે એમ કહી શકાય તેનુ નિવારણ વિષયાસક્તિ ઘટાડવાથી અને વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળવાથી થઇ શકે

પ્રશ્ન ૩૪—સ્થૂળભદ્રના પિતાનુ કુળ બ્રાહ્મણનુ હતુ કે કેમ? અને ધર્મે પ્રથમથી જૈન હતા કે કેમ? વળી સ્થૂળભદ્રે દીક્ષા પ્રથમ લીધેલી કે તેમની સાત બ્હેનોએ પ્રથમ લીધેલી તે જણાવશો

ઉત્તર—સ્થૂળભદ્રનુ કુળ તો નાગરનુ હતુ ને ધર્મે જૈન હતા દીક્ષા પ્રથમ સ્થૂળભદ્રે લીધેલી છે ને પછી સાત બહેનોએ લીધેલી છે એમ લક્ષમા છે

પ્રશ્ન ૩૫—વાસુદેવનુ બળ ઉત્તરોત્તર ઓછુ ઓછુ હોય છે તેમ તીર્થંકર ને ચક્રવર્તીનુ શરીર ને આયુષ્ય ઘટવાથી બળ પણ ઓછુ ઓછુ ખરૂ કે નહી ?

ઉત્તર—તીર્થંકર ને ચક્રવર્તીનું બળ પહેલાથી છેલ્લા સુધી બધાનુ સમાન કહ્યુ છે શરીરાદિ કારણે એમા ઓછા-વત્તાપણું થતુ નથી

પ્રશ્ન ૩૬—વીરપ્રભુની પ્રથમ દેશના નિષ્ફળ જાઇ તેનુ કારણ ખાસ કાઇ કહેલ છે ? અને તેવી રીતે પ્રથમ કોઈ પ્રભુની નિષ્ફળ ગયેલ છે ?

ઉત્તર—એનુ ખાસ કારણ કેટલાએક તે વખત પર્ષદામા માત્ર દેવો જ હતા તેથી કોઇને વિરતિના પરિણામ ન થયા એમ કહે છે બાકી તે હકીકત આશ્ચર્યભૂત ગણાયેલ છે તેવુ આશ્ચર્ય ( અછેરૂ ) ઘણે કાળે કવચિત્ જ થાય તેવુ પ્રથમ આ ચોવીશીમા કોઈ પ્રભુના વખતમા થયેલ નથી

પ્રશ્ન ૩૭—અજ શબ્દનો બકરો એનો ખોટો અર્થ કરનાર પર્વત અને વસુરાજા બંને છે તેમા પુરોહિતપુત્ર પર્વત તેનો અર્થ કરનાર છે અને વસુરાજા તેમા સાક્ષી પૂરનાર છે તો બેમાથી વધારે પાપ કોને લાગ્યુ હશે ?

ઉત્તર—એવા પાપનુ ઓછાવત્તાપણુ કલ્પનાથી કહી શકાય નહીં કેટલીક વખત મૂળ કહેનાર કરતા સાક્ષી પૂરનારને પણ વધારે લાગવા સંભવ છે વસુરાજાની સત્યવાદીપણાની છાપ

હુની, પર્વતની નહોતી, તેથી સત્યવાદી તરીકે ઓળખાતા મનુષ્યે અસત્ય બોલવુ તે વધારે નિંદાપાત્ર હોવા સાથે કર્મબંધન પણ વધારે કરાવે છે તેથી જ તે પાપનુ તાત્કાળિક ફળ વસુરાજાને ભોગવવુ પડ્યું છે પર્વતને તે ભવમા કેટલુ ભોગવવુ પડ્યુ તે ચોક્કસ જાણવામા નથી, પણ તે નરકે તો ગયેલ જ છે

પ્રશ્ન ૩૮—જબૂસ્વામીએ પર૭ સાથે દીક્ષા લીધાનુ કહેવાય છે તો તેમા જબૂસ્વામીનો ને પ્રભવસ્વામીનો સમાવેશ થઈ ગયો છે કેમ?

ઉત્તર—જબૂસ્વામી અને તેમની આઠ સ્ત્રીઓએ માતાપિતા સાથે દીક્ષા લીધી તેથી ૨૭ મા જબૂસ્વામી આવી ગયા ને પ્રભવ સાથે બીજા ચોર ૪૯૯ હતા તેથી ૫૦૦ મા તેનો પણ સમાવેશ થઇ ગયેલ છે

પ્રશ્ન ૩૯—નળરાજાને નેમિચરિત્રમા ભરતાર્ધપતિ કહેલા છે તો તેને શુ ત્રણ ખડના અધિપતિ વાસુદેવ કહેવાય?

ઉત્તર—ન કહેવાય એવા ત્રણ ખડના અધિપતિ તો બીજા રાજાઓ પણ થયા છે પરતુ વાસુદેવમા જે શક્તિ હોય છે તે, તેના રત્નો, તેનુ દેવસહાયપણુ, તેમનો સ્ત્રી આદિ પરિવાર વિગેરે બીજાઓમા ન હોવાથી વાસુદેવ તો નવ જ કહેવાય, વધારે ન કહેવાય

પ્રશ્ન ૪૦—શિષ્યને કેવળજ્ઞાન પ્રથમ થાય ને ગુરુને થયુ ન હોય તો તેની ખબર પડતા ગુરુ તેને વાદે કે નહીં? શિષ્ય જો વાદવા દે તો તેમા શિષ્યનો અવિનય ગણાય?

ઉત્તર—કેવળજ્ઞાની થયા છતા ગુરુ-શિષ્યપણુ વ્યવહારથી મટી જતુ નથી, તેથી વ્યવહારની પ્રાધાન્યતા માનીને શિષ્ય

વાદવાની ના પાડે એમ જણાય છે, પરંતુ ગુરૂએ વાદવાનો નિષેધ નથી આ સબંધમાં કેટલાક દૃષ્ટાન્તો ગુરૂએ ખમાવ્યાના છે, વાંધાની વાત આવતી નથી, પરંતુ ખમાવવું વંદનપૂર્વક જ હોય છે શીતળાચાર્યે ભાણેજોને વાંદ્યા છે, પણ તે શિષ્ય ન હોતા

પ્રશ્ન ૪૧—ચોવીશ તીર્થંકરના પહેલા બીજાના ક્રમ પ્રમાણે એકથી ચડતા ચોવીશ સુધી આએલ કરે તો તે તપનો સમાવેશ ક્યા તપમાં થાય અને તેનું ફળ શું થાય?

ઉત્તર—એ તપનું નામ 'ચતુર્વિંશતિ તીર્થંકર આરાધના તપ' કહી શકાય તે આયંબિલ વર્ધમાનતપની પ્રથમની ૨૪ ઓળી સમાન ગણાય ફળનો નિરધાર છદ્મસ્થ કહી શકે નહીં

પ્રશ્ન ૪૨—કોઇ માણસ નવપદની ઓળીમાં પ્રથમ એકથી ચડતા પાંચ ધાન્ય અને પછી ઉતરતા ચાર, ત્રણ, બે ને એક ધાન્ય ખાય તેમાં પણ અમુક ધાન્ય ખાવાનો સંકલ્પ કરે, તો તેવો તપ કરી શકાય? અને તે તપ શેમાં ગણાય? તેમ જ તેનું ફળ શું મળે?

ઉત્તર—એ એક પ્રકારનો અભિગ્રહ તપ કહેવાય. તેનું ફળ વ્યવહારથી સામાન્ય આએલની ઓળી કરનાર કરતાં વધારે મળે એમ કહી શકાય એવું તપ ખુશીથી કરાય વિશિષ્ટ ફળનો નિર્ધાર છદ્મસ્થ કહી શકે નહીં

પ્રશ્ન ૪૩—પાંચ પ્રતિક્રમણ ચોવીશે પ્રભુના વખતમાં હોય છે? અને આગામી ચોવીશીમાં તેવી પ્રવૃત્તિ થશે?

ઉત્તર—પહેલા છેલ્લા તીર્થંકરના વારામાં પાંચે પ્રતિક્રમણ હોય છે વચ્ચેના ૨૨ પ્રભુના વારામાં શ્રાવક માટે પાંચે પ્રતિક્રમણ નિરધારિત હોય છે અને મુનિ તો પાપ લાગે ત્યારે

આળોવી લેય છે તેને માટે અનિરધારિતપણે બે પ્રતિક્રમણ હોય છે આગામી ચોવીશીમાં પણ તે પ્રમાણે સમજવું

પ્રશ્ન ૪૪—શ્રાવકને પ્રતિક્રમણ કરવાના ઉપગરણોમાં શ્વેતાંબર મૂર્તિપૂજકમાં અને સ્થાનકવાસી વિગેરેમાં કેટલોક ફેરફાર છે તેનું શું કારણ? બધા એક રીતિએ વર્તી ન શકે?

ઉત્તર—વિધિમાર્ગમાં એવા ઘણા ભેદો પડેલા છે, તેનું એકાએક નિવારણ થઈ શકે તેમ જણાતું નથી સ્થાનકવાસી આગે તો મૂર્તિ માનવા સંબંધી જ મોટો ફેરફાર છે તો પછી બીજા ફેરફારનું શું કહેવું? તેની પ્રવૃત્તિમાં બીજા પણ ઘણા ફેરફાર છે, માત્ર એક જ ફેરફાર નથી

પ્રશ્ન ૪૫—કાઉસ્સગ્ગમાં એક લોગસ્સને બદલે ચાર નવકાર ગણાય છે તેમ કોઈ નવકારવાળીમાં ૧૦૮ નવકાર ગણવાને બદલે ૧૦૮ લોગસ્સ ગણે તો બાર બાધાપારાની નવકારવાળી ગણી કહેવાય?

ઉત્તર—બાધાપારાની નવકારવાળીમાં તો ૧૦૮ નવકાર જ ગણવા જોઈએ, તેને બદલે લોગસ્સ ન ગણાય, બાકી ખાસ લોગસ્સ ૧૦૮ ગણવા હોય તો ખુશીથી ગણે

પ્રશ્ન ૪૬—પ્રતિક્રમણ કરનાર દુવિહાર કરે તે રાત્રે બીડી પી શકે? જો ન પી શકે તો તે પ્રતિક્રમણ કરી શકે તેમ નથી તેણે શું કરવું? પચ્ચખ્ખાણ જ ન લેય તો ચાલી શકે?

ઉત્તર—બીડીના વ્યસનની ખાતર માર્ગ લોપવો તે તો ઠીક લાગતું નથી તેણે સામાયિક લેવું પચ્ચખ્ખાણ અભિગ્રહનું કરવું પ્રતિક્રમણની વિધિ કરવી બાકી ખાસ પ્રતિક્રમણ

કરવાની ઈચ્છાવાળાએ તો કોઈ પણ રીતે રાત્રે બીડી પીવાનો ત્યાગ કરવાનો પ્રયત્ન કરી દુવિહારનુ પણ પચ્ચખ્ખાણ કરવુ યોગ્ય છે

પ્રશ્ન ૪૭—શ્રીઓ પ્રતિક્રમણમા નમોડસ્તુ વર્ધમાનાય ને વિશાલલોચનને બદલે સસારદાવાની ત્રણ સ્તુતિ બોલે છે, ચોથી સ્તુતિ બોલતી નથી, એ કાણે અને કયારે બધ કરી?

ઉત્તર—એ સ્થાન જ ત્રણ સ્તુતિ બોલવાનુ છે ત્યા શાસનદેવની ચોથી સ્તુતિ શ્રાવકો પણ બોલતા નથી બાકી સસારદાવાની ચોથી સ્તુતિ બોલવાની શ્રાવિકાને મનાઈ નથી બીજે અવસરે ચારે સ્તુતિ શ્રાવક શ્રાવિકા બને બોલે છે

પ્રશ્ન ૪૮—પચ્ચખ્ખાણ ધારવુ ને કરવુ એમા શુ ફેર અને તેના ફળમા કાઈ ફેર ખરો?

ઉત્તર—આગાર સાથે પચ્ચખ્ખાણ કરે તો કર્યું કહે અને નામ માત્ર પચ્ચખ્ખાણ ધારે તો ધાર્યું કહે તેના ફળમા કાઈ ઓછાવત્તાપણુ નથી પરતુ ગુરૂ પાસે લેવાની આવશ્યકતા છે

પ્રશ્ન ૪૯—પચ્ચખ્ખાણ લીધા પછી કોઇ માલુમ ભૂલથી ભાગે ને પાછુ ફરીને લેય તો લઈ શકે કે નહી? તેના ફળમા કાઈ ફેર પડે?

ઉત્તર—આમા પચ્ચખ્ખાણ કયુ તે સ્પષ્ટ થવુ જોઇએ રાત્રિના પ્રત્યાખ્યાનમા તે ભૂલ થાય તો તેની આલોયણા લેય અને ફરીને તેવી ભૂલ ન કરે ફળ વ્યવહારથી તો ઓછુ જ કહેવાય દિવસના પચ્ચખ્ખાણમા તેવે પ્રસગે કયુ પચ્ચખ્ખાણ કેવી રીતે ભાગ્યુ છે એ તેના જાણકાર મુનિરાજ પાસે જઈને કહેવુ ને તેઓ કહે તેમ પ્રાયશ્ચિત્ત કરવુ

પ્રશ્ન ૫૦—પ્રતિક્રમણમા કટાસણાના અભાવે કામળી પાથ

રીને અથવા કતાન પાથરીને એક ઉપર એકથી વધારે જણ બેસે ને પ્રતિક્રમણ કરે તો થઇ શકે ?

ઉત્તર—એવી રીતે પ્રતિક્રમણ થઇ શકે નહીં દરેક જણને માટે જુદુ જુદુ કટાસણુ જોઇએ તેને બદલે કામળી ચાલી શકે, કતાન ચાલી ન શકે

પ્રશ્ન ૫૧—વરસાદનું વગ્મતુ તાજુ પાણી અણગળ ગણાય કે નહીં ?

ઉત્તર—શ્રાવકનો વ્યવહાર ગળીને જ વાપરવાનો છે તેથી ગળ્યા વિના ન વાપરે

પ્રશ્ન ૫૨—ઉકાળેલુ પાણી ચુનો નાખ્યા પછી ક્યાં સુધી વપરાય ?

ઉત્તર—ઉકાળેલ પાણી ચુનો નાખ્યા પછી ૨૪ પહોર સુધી વાપરી શકાય, ત્યારપછી વાપરી શકાય નહીં

પ્રશ્ન ૫૩—દિવસે છૂટે મોઢે ખાનાર માણસ ઉપવાસાદિ તપ કરનારને પ્રતિક્રમણુ કરાવી શકે કે નહીં ? તેને કાંઈ દોષ લાગે કે કેમ ?

ઉત્તર—ખુશીથી કરાવે તેમા બીલકુલ દોષની સભાવના નથી, કારણ કે પ્રતિક્રમણુ કરાવતી વખત તે પણ વિરતિ થયેલ હોય છે

પ્રશ્ન ૫૪—કેશરીઆજી તીર્થ હાલ છે ત્યા મૂળથી જ છે કે સ્થળનો ફેરફાર થયો છે ? અને તે નામ ક્યારથી પડ્યુ છે ?

ઉત્તર—આ બાબત હાલમા બહાર પડેલ 'કેશરીઆજી તીર્થકા ઇતિહાસ'ની બુક વાચો તેમાથી બધુ જાણી શકશો.

સ ૧૯૮૯ આસો શુદિ ૮ કુ વરજી

( ૧૧ )

( પ્રશ્નકાર-અગરચંદ નાહટા-બીકાનેર )

પ્રશ્ન ૧—ભીષ્મપિતામહ નપુંસક નહોતા તો ૫૬૨ પ્રકારના સિદ્ધના નપુંસકલિંગે સિદ્ધ ગાંગેય પ્રમુખ કહેલ છે તો તે ગાંગેય કોણ થઈ ગયેલ છે?

ઉત્તર—ભીષ્મપિતામહ જેનું બીજું નામ ગાંગેય હતું તે નપુંસક નહોતા, તથા પણ નહોતા અને તે ભવમાં મોક્ષે જ ગયા નથી ૧૫ પ્રકારના સિદ્ધમાં નપુંસક લિંગે સિદ્ધ તરીકે કહેલ ગાંગેય પાર્શ્વનાથ પ્રભુના શાસનમાં થયેલ છે એમ વાંચેલું છે

પ્રશ્ન ૨—જાતિ આર્યાદિ આર્યો કેટલા પ્રકારના છે? તેનું વર્ણન શેમાં છે?

ઉત્તર—જાતિ આર્ય, કુળ આર્ય, દેશ આર્ય, ભાષા આર્ય, શિલ્પ આર્ય ઈત્યાદિ ભેદો છે ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્ર વિગેરેમાં કહેલ છે

પ્રશ્ન ૩—નિર્જીવ અને અચિત્ત એ જ છે તો સુકા બીજ કે ધાન્યને સાધુ કેમ અડતા નથી?

ઉત્તર—ધાન્યાદિકમાં સચિત્તપણું નાશ પામ્યા પછી પણ યોનિભાવ-ઉગવાનો સ્વભાવ રહેલ હોય છે તેનું મર્દન પણ ન થવા માટે મુનિઓ ધાન્ય અથવા બીજ વીગેરેને અચિત્ત થયા પછી પણ અડતા નથી તેમજ તેમાંથી અચિત્તપણું નાશ પામ્યાની ખબર પણ છદ્મસ્થને ચોક્કસ પડી શકતી નથી

પ્રશ્ન ૪—નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, ટીકા અથવા વૃત્તિ કે અવચૂરિ એમાં ભેદ શું છે?—

ઉત્તર—એમા પ્રથમની ત્રણ પ્રાકૃત ભાષામા હોય છે, તે ઉત્તરોત્તર મૂળના અર્થની વિશિષ્ટતાસૂચક છે ટીકા સસ્કૃતમા હોય છે, તેમા મૂળના અર્થનો વિશેષ વિસ્તાર કરેલો હોય છે નિર્યુક્તિ, ભાષ્ય ને ચૂર્ણિ અમુક સૂત્રો ઉપરની જ અત્યારે લભ્ય છે બધા સૂત્રો પર થઈ હશે કે નહીં તે પણ અચોક્કસ છે ટીકા તો પ્રાયે ઘણા અથવા બધા સૂત્રો પર થયેલ જણાય છે અને તે લભ્ય છે વૃત્તિ ને ટીકા એક જ છે અવચૂરિ નામ લઘુ ટીકાનુ છે

પ્રશ્ન ૫—નવ તત્ત્વનો સાત તત્ત્વમા પણ સમાસ કરેલ છે તો તેમાં પુણ્યનો આશ્રવમા સમાસ કેમ થઇ શકે? કારણ કે તેના ભેદો બતાવ્યા છે તે તો અશુભ આશ્રવ ઉત્પાદક જણાય છે

ઉત્તર—જ્યા પુણ્ય-પાપ બન્નેનો આશ્રવમા સમાસ કરેલો હોય છે ત્યા શુભ ને અશુભ આશ્રવના નિમિત્તો જુદા જુદા પણ બતાવેલા હોય છે વળી યોગાદિક તો શુભ અશુભ બન્ને પ્રકારના આશ્રવના કરનાર છે

પ્રશ્ન ૬—જ્ઞાન પાચ છે ને દર્શન ચાર છે તો મન પર્યવજ્ઞાનનુ દર્શન સામાન્યોપયોગરૂપ કેમ કહ્યુ નથી?

ઉત્તર—મનઃપર્યવજ્ઞાન અપ્રમત્ત મુનિને જ થાય છે તેનો સ્વભાવ જ એવો છે કે તે પ્રથમથી જ વિશેષ ઉપયોગરૂપ થાય છે તેને સામાન્ય ઉપયોગરૂપ દર્શનની અપેક્ષા શાસ્ત્રકારે માની નથી

પ્રશ્ન ૭—આનંદઘનજીકૃત શ્રી સભવનાથજીના સ્તવનની પાચમી ગાથામા કહે છે કે-'કારણ જોગે રે કારજ નીપજે રે, એમા કોઇ ન વાદ, પણ કારણ વિણ કારજ સાધિયે રે, એ નિજમત ઉન્માદ સ૦ ૫" એનો અર્થ શું છે?

ઉત્તર—આ ગાથાનો અર્થ તે ચોવીશીના અર્થની બુકમા બહુ સારી રીતે સમજાવેલ છે એમા મતલબ એ છે કે—કારણ મળવાથી કાર્ય થાય એમા તો કાંઈ વાદને સ્થાન નથી પરતુ જેઓ કારણ મેળવ્યા વિના કાર્ય સાધવાની વાત કરે છે તે તેમના મનનો ઉન્માદ છે–ઘેલાપણુ છે અર્થાત કારણ વિના કાર્યની સિદ્ધિ થઇ શક્તી નથી એ સિદ્ધાત છે

પ્રશ્ન ૮—ભવભાવના વૃત્તિ અને પ્રવચનપ્રબોધ ગ્રથ કોના કરેલ છે? છપાયેલ છે? અનુવાદ થયેલ છે?

ઉત્તર—ભવભાવનાવૃત્તિ મલધારી હેમચદ્રસૂરિકૃત છે પ્રવચનપ્રબોધ સબધી ખબર નથી બંને છપાયેલ નથી અનુવાદ પણ થયેલ નથી (હાલમા ભવભાવના વૃત્તિ છપાય છે)

પ્રશ્ન ૯—સ્થાપનાચાર્યમા રખાય છે તે અક્ષ એકેદ્રિય છે કે બેઇદ્રિય છે? સચિત્ત છે કે અચિત્ત છે?

ઉત્તર—એ અક્ષનુ બીજુ નામ ચદનક કહે છે તે જળમ હોય ત્યાસુધી બેઇદ્રિય છે ને સચિત્ત છે તે જીવ રહિત અચિત્ત થયા પછી સ્થાપનાચાર્ય તરીકે ઉપયોગમા લેવાય છે કાષ્ટ તરીકે ગણાતા ચદનથી આ અલગ વસ્તુ જ છે

પ્રશ્ન ૧૦—શ્રી બાર વ્રતની પૂજામા સમ્યક્ત્વની પૂજામા "લૌકિક દેવગુરૂ મિથ્યાત્વ, ત્રાશી ભેદે રે" એમ કહેલ છે તે ૮૩ ભેદ કયા કયા?

ઉત્તર—આ ૮૩ ભેદો બાર વ્રતની અર્થ સાથે છપાયેલી પૂજામા વિસ્તારથી લખેલા છે તે વાચો અહીં વિસ્તારના કારણથી લખ્યા નથી

પ્રશ્ન ૧૧—પાચ ઇદ્રિયોના (૨૫૨) વિકાર શેમા લખેલા છે?

ઉત્તર—શ્રી જૈન ધર્મ પ્રકાશ પુ ૪૭ ના પૃષ્ઠ ૧૩૦ ઉપર છાપેલ છે તે વાચો

પ્રશ્ન ૧૨—ચૌદપૂર્વી નિદ્રારૂપ પ્રમાદના વશથી નરક-નિગોદમા જાય છે એમ કહેલ છે તે નિદ્રા કેવી સમજવી ?

ઉત્તર—એ નિદ્રા ખાસ અમુક જાતિની કહેલ નથી પરતુ તે નિદ્રાને વશ થઈને ક્રમસર પ્રમાદમા વધતા જાય, ગુરૂ પર અભાવ થાય, ગુરૂની અવજ્ઞા કરે, ભણેલાની પુનરાવૃત્તિ ન કરવાથી ભૂલી જાય, ચારિત્રમા શિથિળતા થાય, નવા નવા દોષ લગાડે, એમ કરતા કરતા આત્માની અધોગતિ થાય એમ સમજવુ

પ્રશ્ન ૧૩—કેવળજ્ઞાની સમ્યગદર્શની નહીં પણ સમ્યગ્ દૃષ્ટિ છે એમ કહેલ છે તો દર્શન ને દૃષ્ટિમા શુ ફેર છે ?

ઉત્તર—જે સમકિતની પ્રાપ્તિ વખતે મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી થયેલ તે જ્ઞાનનો અપાયાશ હોય તેના સમકિતીને સમ્યગ્દર્શની કહ્યા છે અને જેને એ અપાયાશ ન હોય એવા ક્ષાયક સમકિતી ભવસ્થ કેવળીને તેમજ સિદ્ધને સમ્યગ્દૃષ્ટિ કહ્યા છે આટલો તે બે વચ્ચે તફાવત છે

પ્રશ્ન ૧૪—તીર્થંકરનુ કેવળજ્ઞાન પામ્યા પછી તેજ એટલુ હોય છે કે તેમની સામુ મનુષ્ય જોઈ શકે નહી તેથી તેમની પાછળ ભામડળ દેવો રચે છે કે જેમા તેજનો સમાવેશ થાય છે આવુ તેજ છદ્મસ્થાવસ્થામા નહીં હોય કે જેથી તે અવસ્થામા ભામડળ નહીં છતા પ્રભુની સામુ જોઈ શકાય છે ?

ઉત્તર—કેવળજ્ઞાન પામવાથી તેજ વધે છે, એ માની શકાય તેવી હકીકત છે, તેથી જ ભામડળની આવશ્યકતા માનેલી છે

પ્રશ્ન ૧૫—ક્ષયોપશમ સમકિતથી પડેલ જીવ કેટલે ભવે મોક્ષ જાય?

ઉત્તર—એનો નિર્ણય કહી શકાય નહીં, કારણ કે પતીત સમ્યક્ત્વી વધારેમાં વધારે અર્ધ પુદ્ગલપરાવર્તન જેટલો કાળ સંસારમાં ભમે છે

પ્રશ્ન ૧૬—સિદ્ધનું સ્થાન સિદ્ધશિલા ઉપર એક યોજનના ઉપરના ૨૪ મા ભાગમાં છે તો બાકીના ૨૩ ભાગમાં શું છે?

ઉત્તર—માત્ર પોલાણ (આકાશ) છે અને ત્યાં સૂક્ષ્મ એકેંદ્રિય જીવો તથા બાદર વાયુકાય છે

પ્રશ્ન ૧૭—આગામી ભવના આયુષ્યનો બંધ પ્રસ્તુત ભવના પાછલા ત્રીજા ભાગમાં જ થાય છે એમ કહેવ છે તો પ્રથમના બે ભાગમાં આયુનો બંધ ન થવાનું કારણ શું?

ઉત્તર—એનું ખાસ બીજું કારણ કાંઈ નથી, જીવસ્વભાવ જ તેનું કારણ છે

પ્રશ્ન ૧૮—સમવસરણ વિના પણ આઠ પ્રાતિહાર્ય તો કાયમ હોય છે એમ કહેવ છે તો તેને માટે દેવો શું કાયમ પ્રભુની સાથે રહેતા હશે અને પ્રભુની આગળ કુસુમવૃષ્ટિ કર્યા કરતા હશે?

ઉત્તર—પ્રભુની પાસે અણુહુંતે ક્રોડ દેવો તો હોય જ એમ કહેવ છે તેથી પ્રાતિહાર્ય હોવામાં વાંધો આવે તેમ નથી પ્રભુ વિચરે ત્યાં આગળ પુષ્પવૃષ્ટિ થયા જ કરે છે દુંદુભી વાગ્યા કરે છે ઇત્યાદિ

પ્રશ્ન ૧૯—શ્રાવકના મૂળગુણ ને ઉત્તરગુણ કયા કયા છે?

ઉત્તર—પાચ અણુવ્રત મૂળગુણ ગણાય છે અને ત્રણ ગુણ વ્રત તથા ચાર શિક્ષાવ્રત એ ઉત્તરગુણ કહેવાય છે

પ્રશ્ન ૨૦—સ્વાહા શબ્દનો અર્થ શુ છે ?

ઉત્તર—એ મત્ર માત્રનો પ્રાયે અત્ય શબ્દ છે, તેનો અર્થ હોતો નથી

પ્રશ્ન ૨૧—શ્રીજગચિંતામણિ ગૌતમસ્વામીનુ રચેલુ કહેવાય છ તો તેની કેટલી ગાથા તેમની રચેલી છે ?

ઉત્તર—પહેલી ગાથા તો એમની રચેલી છે એ ચોક્કસ છે, બાકીની ગાથાઓ માટે વિચારભેદ છે, તેની સ્પષ્ટતા જાણવામા આવી નથી

પ્રશ્ન ૨૨—જઘન્યકાળે દશ તીર્થંકર હોવાનુ કહેલ છે તે શી રીતે અને કયારે હોય ?

ઉત્તર—જઘન્ય કાળનો ચોક્કસ સમય જાણવામા આવ્યો નથી બાકી જઘન્ય ૧૦ તીર્થંકરો તો મહાવિદેહમા ન હોય ને પાચ ભરત ને પાચ ઐરવતમા એકેક હોય તો થઇ શકે અથવા ભરત તથા ઐરાવત ક્ષેત્રમા ન હોય તે વખતે મહાવિદેહ પાચમા બબ્બે હોય તો થઈ શકે

પ્રશ્ન ૨૩—છ આરાનુ પરિવર્તન ભરત ઐરવતમા જ થાય છે કે મહાવિદેહમા પણ થાય છે ?

ઉત્તર—પાચ ભરત ને પાચ ઐરાવતમા જ થાય છે, બીજા ક્ષેત્રોમા થતુ નથી

પ્રશ્ન ૨૪—દ્રવ્ય વિના ભાવ હોઈ શકે કે નહીં ? દૃષ્ટાત સાથે લખશો

ઉત્તર—દ્રવ્ય કારણ છે, ભાવ કાર્ય છે કારણ વિના કાર્યની નિષ્પત્તિ ન થાય એ ન્યાયનુ સૂત્ર છે એ જ પ્રમાણે સમકિતના છ સ્થાનમા પણ મોક્ષપ્રાપ્તિના કારણ જ્ઞાન ને સયમ કહેલ છે તે કારણના આરાધન વિના મોક્ષપ્રાપ્તિરૂપ કાર્ય સિદ્ધ થઇ શકતુ નથી

પ્રશ્ન ૨૫—સાત નયમા એવભૂતનયને પર્યાયાર્થિકમા ગણાવેલ છે, પરતુ વસ્તુની પૂર્ણ સિદ્ધિ તો દ્રવ્ય સાથે સબધ રાખે છે, તે કેમ થઇ શકશે ?

ઉત્તર—નયના વિષયમા મારો અભ્યાસ ન હોવાથી એનો ખુલાસો લખી શકતો નથી

પ્રશ્ન ૨૬—દેવચદ્રજીકૃત ચોવીશીના સ્તવનોમા નીચેના પદોનો શુ ભાવાર્થ છે ?

૧ શ્રી અજિતનાથના સ્તવનની નવમી ગાથાના અર્થમા 'પુદ્ગલ ગ્રહણ બધન પ્રમુખ આઠ કરણપણે પ્રવર્તતો હતો.' એમ કહ્યુ છે તે આઠ કરણ કોને કહે છે ?

ઉત્તર૧—શ્રી કર્મપ્રકૃતિ ગ્રથમા એ આઠ કરણનુ સ્વરૂપ સવિસ્તર બતાવવામા આવ્યુ છે ત્યાથી જોઈ લેવુ

૨ શ્રી સુપાર્શ્વનાથના સ્તવનમા ગાથા બીજીના અર્થમા 'ગમન પરિસર્પણાદિક ક્રિયા' કહી છે તેમા ગમનનો અર્થ તો જાણ્યુ પણ પરિસર્પણનો અર્થ શુ છે ?

ઉત્તર૨—પરિસર્પણ ગમન સાથે હોવાથી આ ગમન અર્થમા વાપરેલ છે, તેમ જ વિશેષે ગમન કરવાના અર્થમા પણ વાપરી શકાય છે

૩ શ્રી અભિનંદન સ્વામીના સ્તવનમા ગાથા બીજીના અર્થમા 'તમે ટંકોત્કરણન્યાયે પ્રાદુર્ભાવ ધર્મી થયા છો' એમ કહ્યુ છે તેમા ટંકોત્કરણનો અર્થ શુ છે ?

ઉત્તર—ટાકણાવડે કોતરેલ હોય તેવા-જેમા કાંઈપણ ફેરફાર થઈ ન શકે તેવા-ધર્મવાળા થયા છો, એવો અર્થ છે

પ્રશ્ન ૨૭—દેવચંદ્રજીકૃત વીશ વિહરમાન પૈકી ૧૯ મા પ્રભુના સ્તવનમા 'શાસનભક્ત જે સુરવરા, વિનવુ શીશ નમાય' એમ કહ્યુ છે તો દેવચંદ્રજી મુનિ થઈને એમ કેમ કહે ? દેવને નમસ્કાર કેમ કરે ?

ઉત્તર—એ ગાથાના બીજા બે પદમા —'કૃપા કરો મુજ ઉપરે, તો જિનવંદન થાય' એમ કહ્યુ છે તેમા જિન વંદનની અનુકૂળતા કરી આપવા માટે શાસનદેવની પ્રણામરૂપ વિનયપૂર્વક સહાય માગી છે એમા વિરોધ સમજવો નહીં જુઓ શ્રાવક પ્રતિક્રમણ સૂત્ર (વંદિત્તા) મા 'સમ્યગદૃષ્ટિ દેવો મને સમાધિ ને બોધિ આપો' એમ કહ્યુ છે, તો તે શુ સમાધિ ને બોધિ આપી શકે છે ? તેઓ પ્રત્યક્ષપણે આપી શકતા નથી, પરંતુ સમાધિ ને બોધિ પ્રાપ્ત થવાની અનુકૂળતા કરી આપે છે તેથી કારણમા કાર્યનો ઉપચાર કરીને એમ કહ્યુ છે વળી જેનામા સમકિતનો નિર્ધાર છે એવા શાસનદેવનો વિનય કરવામા વિરોધ આવતો નથી

પ્રશ્ન ૨૮—તમે પ્રથમ એક વખત સામાયિકસ્થ સાધુ શાહી વડે લખી ન શકે એમ લખ્યુ હતુ, પરંતુ પ્રાચીન અનેક ગ્રંથો વિગેરે પૂર્વાચાર્યોએ હાથે શાહીવડે લખેલા મળી આવે છે તે કેમ થયુ હશે ?

ઉત્તર—શાહીવડે લખવાનો મુનિને એકાંત નિષેધ નથી જયણાપૂર્વક શાહીના પાત્રને ઢાંકી રાખીને તેમ જ તેમા કુંથી ન વળી શકે તેવી તજવીજ રાખીને શાહીવડે પણ લખી શકે છે

પ્રશ્ન ૨૯—૨૩મા પ્રભુનુ નામ **પાર્શ્વનાથ** શા ઉપરથી પડ્યુ છે અથવા આપ્યુ છે?

ઉત્તર—માતાએ સ્વપ્નમા પાસે થઇને જતા સર્પને જોવાથી તેમ જ ત્રૈલોક્યના સ્વરૂપને પાસે રહેલાની જેમ જોતા હોવાથી પાર્શ્વનાથ નામ પડયાનુ લોકપ્રકાશમા કહેલ છે

પ્રશ્ન ૩૦—દેવોના વિમાન શાને આધારે રહેલા છે?

ઉત્તર—ઘનોદધિ તેમજ આકાશને આધારે જગત સ્વભાવે રહેલા છે એમ શ્રી લોકપ્રકાશ, ક્ષેત્રસમાસ વિગેરેમા કહેલ છે

પ્રશ્ન ૩૧—ક્ષાયિક સમકિતી ઉપશમશ્રેણી માંડે ખરો?

ઉત્તર—માંડી શકે, માંડે છે

સં ૧૯૯૦ પોસ શુદિ ૧૦ કુંવરજી

( ૧૨ )

( પ્રશ્નકાર—શા. હીરાચંદ તેજાજી—વાજણા )

પ્રશ્ન ૧—સઘળી ઇંદ્રિયો વશ કરનાર મહાત્મા પુરૂષોને વિકારોત્પત્તિ જ થતી નથી કે થાય છે પણ તેના પર કાબૂ મેળવેલો હોય છે?

ઉત્તર—ઇંદ્રિયો સ્વભાવે વિકાર તો ઉત્પન્ન કરે છે, પરંતુ તેને વશ કરનાર મહાન્ પુરૂષો તે વિકારને પણ શમાવી દે છે એટલે તે વિકારો નિષ્ફળ થાય છે હેરાન કરી શકતા નથી

પ્રશ્ન ૨—ગમે તેવા સંકટમા પણ કેટલાક મહાપુરૂષોનુ મન આનંદકારી જ રહે છે તેનું શું કારણ?

ઉત્તર—એ મહાપુરૂષો પૌદ્ગલિક સકટોને નકટ તરીકે લેખતા જ નથી એની ઉપેક્ષા કરી આત્મબળ વાપરી પોતે આત્મનિમગ્ન થાય છે, તેથી તે સકટનુ તેમને ભાન (જ્ઞાન) પણ પ્રાયે થતુ નથી એટલે તેઓ સ્વાભાવિક આનદ ભોગવે છે, પૌદ્ગલિક આનદને તેઓ આનદ જ માનતા નથી

પ્રશ્ન ૩—પોતાની ઇદ્રિયો વશ ન હોય છતા કોઈ મનુષ્ય ધાર્મિક ક્રિયાઓમા પોતાનુ જીવન પૂરૂ કરે તો તેને કેવુ ફળ મળે?

ઉત્તર—તમે ધાર્મિક ક્રિયાઓ કોને કહો છો તે સ્પષ્ટ લખવુ જોઇએ ઇદ્રિયો ઓછે-વત્તે અશે પણ વશ ન હોય તો વ્રત, નિયમ, તપ, જપ, તીર્થયાત્રા વિગેરે ધર્મક્રિયા થઈ શકની જ નથી સામાયિક, પૌષધ, પ્રતિક્રમણાદિ ક્રિયામા ખાસ તેની જરૂર જણાતી નથી, પરન્તુ તે ક્રિયાની પણ ફળપ્રાપ્તિ વિષય-કષાયના અમુક અશે ત્યાગ સિવાય થઈ શકતી નથી દાન, શિયળ, તપ ને ભાવ એ ચાર પ્રકારના ધર્મમા પણ ઇદ્રિયોને વશ કરવાની અને કષાયની મદના કરવાની આવશ્યકતા છે, તેથી ઇદ્રિયોને અમુક અશે પણ વશ કર્યા વિના જીવન પૂરૂ કરનાર ધર્મ ક્રિયાનુ વાસ્તવિક ફળ મેળવે એમ જણાતુ નથી

પ્રશ્ન ૪—જ્ઞાની પુરૂષો ધર્મક્રિયામા શુક્લધ્યાનનુ આલબન લેવાનુ ફરમાવે છે તો તેનું આલબન કેવી રીતે લેવુ?

ઉત્તર—શુક્લધ્યાન તો આ કાળે હોય જ નહીં, ધર્મધ્યાન હોય શુકલ શબ્દે ઉજ્વળ ધ્યાન કહીએ તો ચાલી શકે ધર્મ ધ્યાનના ચાર પાયા છે તેની વિચારણા કરવી કે જેથી આત્મા નિર્મળ થાય ચિત્તની એકાગ્રતારૂપ ધ્યાનની આવશ્યકતા છે એ સાચી વાત છે, તેથી તેને માટે યોગ્ય પ્રયત્ન કરવા સારૂ તેવો સયોગ મેળવવો

સ ૧૯૯૦ ચૈત્ર વદિ ૯ — કુવરજી

છ ને ચૌદ પૂર્વો તો ભદ્રબાહુસ્વામી પાસે ભણ્યા છે તો શું તે વખતે તેમના ગુરૂ હયાત ન હોતા કે તે ચૌદપૂર્વી ન હોતા ?

ઉત્તર—શ્રી સંભૂતિવિજય મહારાજ ચૌદપૂર્વી તો હતા કારણ કે વીર પરમાત્મા પછીના ૬ ચૌદપૂર્વીમા તેમનુ નામ આવે છે શ્રી સ્થૂલભદ્રના દૃષ્ટિવાદના અભ્યાસ સમયે શ્રીસંઘે પાંચ સો મુનિ સાથે તેમને પણ નેપાળ દેશમા ભદ્રબાહુસ્વામી પાસે મોકલ્યા છે તેથી તે વખતે સંભૂતિવિજયજીની હયાતિ સંભવતી નથી જુઓ પરિશિષ્ટ પર્વ

પ્રશ્ન ૯—સ્થૂલભદ્રનુ નામ ૮૪ ચોવીશી સુધી રહેશે એમ કહે છે તે બરાબર છે ? તીર્થંકરના નામ તો ત્રણ ચોવીશીના જ સ્મરણમા આવે છે

ઉત્તર—સ્થૂલભદ્રનુ અખંડ બ્રહ્મચર્ય એવુ ઉંચા પ્રકારનુ છે કે તેને લીધે તેવા પુરુષ બીજા ન થાય ત્યા સુધી તે નામ ગવાય—રહે એ સંભવિત છે તીર્થંકર તો દરેક ચોવીશીમા એક સરખા થયા કરે છે તેથી તેમના નામોનુ સ્મરણ વધારે લેવાતુ નથી

પ્રશ્ન ૧૦—ગિરનારના ઇતિહાસના રત્નસાર શ્રાવક નેમિનાથજીની પ્રતિમા લાવ્યા તે સંબંધી અધિકાર છે હાલ છે તે પ્રતિમા તે જ કે બીજી ?

ઉત્તર—હાલ છે તે પ્રતિમા રત્નસારની લાવેલી જ છે

પ્રશ્ન ૧૧—સંપ્રતિ, વિક્રમ, કુમારપાળ વિગેરે જૈની રાજાઓ થઇ ગયા છે કે જેમણે જૈનશાસનની મહા ઉન્નતિ કરી છે તેવા રાજાઓ હવે પછી થનાર છે કે નહીં ? થનાર હોય તો તેવો લેખ શેમા છે ?

ઉત્તર—જેમ હવે પછી યુગપ્રધાન આચાર્યો થવાના છે તેમ તેવા રાજાઓ પણ થવાના છે શાસનની ઉન્નતિમા યુગ-પ્રધાન આચાર્યોની સાથે તેવા રાજાઓની પણ આવશ્યકતા છે એને લગતો ઉલ્લેખ દીવાળીકલ્પ વિગેરેમા છે

પ્રશ્ન ૧૨—જગશાહના પુત્રનુ નામ યવનકુમાર હતુ તે શા કારણથી પડર્યુ હશે ? એમા કાઇ યવનોનો સબધ હશે ?

ઉત્તર—એ નામ પાડવામા યવનોનો સબધ સભવતો નથી

પ્રશ્ન ૧૩—શ્રી નેમિનાથચરિત્રમા શભુએ કરેલા નેમિનાથના ધ્યાનથી તેને આગામી તીર્થંકર થનાર લખ્યા છે તો તે ક્યારે ને કયા થશે ?

ઉત્તર—એ હકીકત જાણવામા આવેલ નથી

પ્રશ્ન ૧૪—અગાઉ વિષ્ણુકુમાર, ગૌતમસ્વામી વિગેરે અનેક મુનિઓ લબ્ધિધારી થઇ ગયા છે તેવા અથવા તેથી ઓછી લબ્ધિવાળા આ કાળના કોઈ આચાર્યાદિક હશે ?

ઉત્તર—આ કાળમા તેવા કે તેથી ઓછી લબ્ધિવાળા મુનિઓ નજરે પડતા નથી, બાકી સર્વથા નિષેધ તો શી રીતે કહી શકાય ?

પ્રશ્ન ૧૫—ઢઢણમુનિએ પોતાની લબ્ધિથી મળે તો જ આહાર ગ્રહણ કરવાનો અભિગ્રહ કર્યો હતો તે અભિગ્રહ તેમનો પૂરો થયો હતો કે નહીં ?

ઉત્તર—એક વાર કૃષ્ણે માર્ગમા તેમને વદન કરવાથી એક માણસે તેમને આહાર વહોરાવ્યો પછી નેમિનાથજી પાસે જઇ પોતાની લબ્ધિએ આહાર મળ્યાનુ કહેતા પ્રભુએ તે આહાર કૃષ્ણની લબ્ધિથી મળેલો કહ્યો એટલે તેને પરઠવતા પરઠવતા શુભ ભાવનાએ ચડી તેમણે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું

પ્રશ્ન ૧૬—મુનિઓ અને શ્રાવકો પણ અનેક પ્રકારના અભિગ્રહો કરે છે તો તેનો સમાવેશ કયા પ્રકારના તપમા થાય છે? અને એના અભિગ્રહોથી વિશેષ લાભ શુ થતો હશે?

ઉત્તર—એનો સમાવેશ વૃત્તિસક્ષેપ તમ જ અભિગ્રહ તપમા થાય છે એથી લાભ ઘણો વિશેષ થાય છે, કારણ કે એમા વધારે દ્રઢતા જોઇએ છીએ અને અભિગ્રહ પૂર્ણ થતા સુધીમા ચિત્તની સ્થિરતા રાખવી પડે છે તે પરમ લાભકારક છે

પ્રશ્ન ૧૭—વીર પરમાત્માના જીવે સમકિત કયારે પ્રાપ્ત કર્યું ને તીર્થંકરનામકર્મ કયારે નીકાચિત કર્યું?

ઉત્તર—સમકિત તેમના ૨૭ મોટા ભવ પૈકી પહેલા નયસારના ભવમા જ પ્રાપ્ત કર્યું છે અને તીર્થંકરનામકર્મ પચીસમા નદન મુનિના ભવમા વીશસ્થાનકના આરાધનવડે નીકાચિત કરેલ છે તીર્થંકરગોત્ર કે તીર્થંકરનામકર્મ એક જ છે એના ગોત્રકર્મનો સબધ નથી

પ્રશ્ન ૧૮—વીર પ્રભુના જીવને મરિચીના ભવમા અવધિજ્ઞાન હતુ? એમને કયા કર્મના કારણથી અસખ્ય કાળ સુધી સસારમા ભમવુ પડયુ?

ઉત્તર—મરિચીના ભવમા અવધિજ્ઞાન નહોતુ અને એમણે મિથ્યાત્વની વૃદ્ધિ કરવાથી ભવવૃદ્ધિ બહુ કરી છે એ વૃદ્ધિ તેમની પાસે જ્યારે કપિલ આવ્યો છે ત્યારે તેને જવાબ આપતા વાપરેલા મિથ્યા ઉત્તરથી કરી છે, એમ સુબોધિકાટીકામા કહેલ છે

પ્રશ્ન ૧૯—શ્રેણિકરાજાએ વીર પ્રભુના વખતમા તીર્થંકરનામકર્મ નીકાચિત કર્યું, બીજા જીવોએ ત્યાર અગાઉ કરેલ

છતા શ્રેણિકરાજા પ્રથમ તીર્થંકર થવાના ને બીજા પછી થવાના તેનું કારણ શું ?

ઉત્તર—તીર્થંકર થવામા તીર્થંકરનામકર્મ બાધવાના અનુક્રમ સાથે સબધ નથી, એમા તો સસારમા કેટલુ રહે વાના છે તેની સાથે સબધ છે

પ્રશ્ન ૨૦—અબિકાએ કુવામા પડયા અગાઉ અમુક દેશોમા ઉપજવાનુ શા કારણે કહ્યુ છે ? હાલ તે કયા છે ?

ઉત્તર—એણે કહેલા દેશો દક્ષિણ ભરતાર્ધના મધ્યખડમાહેના છે તેથી તેણે તે દેશોમા ઉપજવાનું ઇચ્છેલુ છે હાલ તે દેવગતિમા છે

પ્રશ્ન ૨૧—દક્ષિણ દિશાને કયા કારણથી શ્રેષ્ઠ ગણી છે ?

ઉત્તર—ભરતક્ષેત્રના દક્ષિણ ભાગમા જ શલાકા પુરૂષો વિગેરે ઉત્તમ પુરૂષો જન્મે છે તે કારણથી તે દિશાને ઉત્તમ કહેલી છે

પ્રશ્ન ૨૨—પોતાના જીવને જોખમે અભયદાન અથવા અનુકપાદાનની વૃત્તિથી કોઇ જીવને મરતા બચાવ્યો હોય તો તેથી શુ ફળ પ્રાપ્ત થાય ?

ઉત્તર—આવી કૃતિમા ફળનો આધાર અધ્યવસાયાદિ ઉપર છે તેથી ફળનો નિરધાર કરી શકાય નહીં, બાકી અત્યત શ્રેષ્ઠ ફળ થાય એમ કહી શકાય

પ્રશ્ન ૨૩—કોઇ જીવ દીક્ષાનો અભિલાષી છતા દીક્ષા લઇ શકતો ન હોય અને ધાર્મિક ભાવના સારી છતા ધર્મકાર્ય કરી શકતો ન હોય તો તેને કયા કર્મનો ઉદય સમજવો ? અને એની ભાવનાનુ તેને ઠીક ફળ મળી શકે કે નહીં ?

ઉત્તર—એમા અવિરતિપણાનો અને ખાસ કરીને અપ્રત્યાખ્યાની-પ્રત્યાખ્યાની કષાયોનો તેમજ અંતરાયકર્મનો ઉદય સમજવો, પરંતુ તેને તેવી સાચી ભાવના હોય તો લાભ થાય ખરો, વળી આવતે ભવે જરૂર તેને ધર્મની પ્રાપ્તિ સહજ કારણ મળતા તરત જ થાય, પરંતુ એમા કિંચિત્ પણ દંભ કે ખોટો દેખાવ હોવો ન જોઈએ

પ્રશ્ન ૨૪—યાદવોની સંખ્યા ક્રોડોની ગણનામા હતી કે નહીં?

ઉત્તર—તેમની સંખ્યા ક્રોડોની હોવાનો સંભવ છે

પ્રશ્ન ૨૫—દમયતીનો પૂર્વ ભવનો પતિ નળરાજાનો જીવ હતો કે બીજો હતા?

ઉત્તર—નળરાજા દમયતીના પૂર્વભવના મંમણરાજા હતા અને પ્રસ્તુત ભવમાથી મરણ પામીને તેઓ દેવગતિમા કુબેર ને તેની સ્ત્રીપણે ઉત્પન્ન થયા છે

પ્રશ્ન ૨૬—ઉપવાસ એકાસણાદિ કરનારને બીજે દિવસે નવકારશી કરવી જ જોઈએ કે સૂર્ય ઉગ્યા પછી તરત પણ પચ્ચખ્ખાણ પારી શકે?

ઉત્તર—નવકારશી કરવાથી પાછલા પ્રત્યાખ્યાનની વિશેષ શુદ્ધિ થાય છે બાકી ખાસ કારણે સૂર્યોદય પછી પણ પચ્ચખ્ખાણ પારી શકે

પ્રશ્ન ૨૭—પોતાના ગજવામા બીડી કે સોપારીના કકડા હોય તે બહાર મૂકયા સિવાય દેહરે દર્શન કરનાર ત્યારપછી તે વાપરી શકે?

ઉત્તર—એમા વ્યવહારવિરૂદ્ધતા થાય છે, બાકી પ્રભુ પાસે ધર્યા વિનાનુ કાંઈ દેવદ્રવ્ય કે બીજી રીતે અભક્ષ્ય થતુ નથી

પ્રશ્ન ૨૮—સવત્સરી વિગેરે પ્રતિક્રમણ કરતા જગ્યાના સકોચને કારણે પોતાના અપવિત્ર વસ્ત્રો પણ પોતાની પાસે જ મૂકીને પ્રતિક્રમણ કરે તો તેમા કાઇ દોષ લાગે કે નહીં ?

ઉત્તર—અપવિત્ર વસ્ત્રો પોતાથી અલગ જ મૂકવા જોઇએ

પ્રશ્ન ૨૯—ઉપવાસાદિ તપ કરી સાજે પ્રતિક્રમણ કરનારને રાતે બ્રહ્મચર્ય પાળવુ જોઇએ કે નહી ? ન પાળવાથી તેને દૂષણ લાગે ?

ઉત્તર—તપસ્યા કરનારે રાત્રે બ્રહ્મચર્ય પાળવુ એ જ યોગ્ય ગણાય, બાકી એને માટે ચોક્કસ પ્રતિબધ હોતો નથી પચમી, અષ્ટમી, એકાદશી વિગેરે તિથિના આરાધનનો તપ કરનારે તો તે રાત્રે બ્રહ્મચર્ય પાળવુ જ જોઇએ

પ્રશ્ન ૩૦—મુહપત્તિ સિવાય માત્ર રૂમાલ રાખીને પ્રતિ ક્રમણ થઇ શકે ?

ઉત્તર—થઈ ન શકે એવી રીતે કરનાર પ્રતિક્રમણની ક્રિયા પ્રત્યેનો તેનો અનાદર સૂચવે છે, નહીં તો મુહપત્તિ મેળવવી કાઈ મુશ્કેલ નથી

પ્રશ્ન ૩૧—જુદા જુદા ગચ્છ ને સમાચારીવાળા એક સાથે પ્રતિક્રમણ કરી શકે ? તેમાના કેટલાક કાયોત્સર્ગ વિગેરે ક્રિયામા નોખા પડે છે

ઉત્તર—એક સરખી ક્રિયા કરનાર એક ગચ્છ ને એક સમા ચારીવાળાએ જ ભેળુ પ્રતિક્રમણ કરવુ, વિધિના ફેરફાર વાળાએ જુદુ કરવુ ઠીક છે અથવા તો એક બીજાની જુદી જુદી ક્રિયા વખતે શાતિ રાખવી તે ઠીક છે

પ્રશ્ન ૩૨—શ્રીપાળ રાજાના વખતમા બર્બર દેશ હતો તે હાલ કયો દેશ હશે ? તેના રાજા કઈ જાતિના હશે ?

ઉત્તર—હાલ બર્મા દેશને બદલે બીજો કયા નામનો દેશ છે તે જાણવામા નથી તેના રાજા માટે જાતિનો નિરધાર જાણ્યો નથી

પ્રશ્ન ૩૩—હાલ બલુચિસ્તાન કહેવાય છે તેનુ પ્રથમ નામ શું હતુ ?

ઉત્તર—એ વાત ચોક્સ થઈ શકે તેમ નથી કાળે કરીને દેશોના નામો બદલાયા કરે છે

પ્રશ્ન ૩૪—હાલ ઓળખાતા ચીન, જાપાન વિગેરે દેશો પ્રથમ શુ નામથી ઓળખાતા હશે ?

ઉત્તર—એનો ઉત્તર ઉપર પ્રમાણે સમજવો.

પ્રશ્ન ૩૫—પ્રથમ યવન દેશો કહેવાતા હતા તે અત્યારે કયા દેશ સમજવા ?

ઉત્તર—યુરોપાદિ દેશો યવન તરીકે જ ઓળખવા લાયક છે

પ્રશ્ન ૩૬—પ્રતિક્રમણ કરાવનાર બીજો ભૂલ કાઢનાર ન હોય તો આગળ પાછળ ગાથા કે સૂત્ર બોલે અથવા વિધિમા ફેરફાર—આગળ પાછળ-ઓછી વત્તી કરાવે તો તેમા કરનારને કે તેને દોષ લાગે ખરો ?

ઉત્તર—અવિધિ દોષ તો લાગે પણ તેમા ઇરાદો અશુભ ન હોવાથી સામાન્ય દોષ લાગે કે જેની મિચ્છાદુક્કડ વિગેરેથી શુદ્ધિ થાય

પ્રશ્ન ૩૭—શ્રાવક ચૈત્યવદન, સ્તુતિ, સ્તવનાદિ રચી શકે કે નહીં ? રચી શકે તો તેનો ઉપયોગ કયા કયા કરાય ?

ઉત્તર—રચી શકે અને તે સામાન્ય ધર્મચર્ચામા, સજ્ઝાય ધ્યાનમા, દેવવદન-ચૈત્યવદનાદિમા વાપરી શકાય પ્રતિક્રમણમા ગુરુની આજ્ઞા હોય તો કહી શકાય

પ્રશ્ન ૩૮—ચોવીશ તીર્થંકરના યક્ષયક્ષણી સ્ત્રી-ભર્ત્તાર હોય છે કે જુદા જુદા હોય છે? તેઓ કઈ નિકાયના હોય છે? ત્યા લગ્નસબધ થાય છે?

ઉત્તર—એઓ સ્ત્રી-ભર્ત્તાર નથી. જુદા જુદા છે વ્યતર નિકાયના છે દેવજાતિમા લગ્નસબધ થતો નથી બાકી ઘણા દેવ-દેવીઓ એક બીજાના સ્ત્રી-ભર્ત્તાર તરીકે મુકરર થયેલા હોય છે

પ્રશ્ન ૩૯—વીરપરમાત્માના નિર્વાણ પછી ત્રીશમો ભસ્મ-રાશિ ગ્રહ બેસવાથી દિનપરદિન શાસનની અવનતિ તે ગ્રહ ઉતરતા સુધી થશે એમ કહ્યા છતા તેટલા વખતમા ઘણા પ્રભાવિક આચાર્યો અને પ્રતાપી જૈન રાજાઓ થયા છે તો શુ તે ગ્રહના ઉતર્યા પછી વધારે ઉત્તમ આચાર્યો ને રાજાઓ થશે?

ઉત્તર—હજુ ત્રેવીશ ઉદય પૈકી ૨૦ ઉદય થવાના બાકી છે અને યુગપ્રધાન આચાર્યો પણ ઘણા થવાના છે, તેથી હાલ વર્તે છે તે કરતા વધારે ઉન્નતિવાળી સ્થિતિ થાય તો તેમા આશ્ચર્ય જેવુ નથી

પ્રશ્ન ૪૦—હાલમા વર્તતા અનેક આચાર્યો પૈકી મહાવીર-સ્વામીને અથવા સુધર્માસ્વામીને પાટે કયા આચાર્ય ગણાય?

ઉત્તર—એ મુખ્ય પાટે તો અત્યારે શિથિલાચારી શ્રી-પૂજ્ય પોતાને માને છે આ બાબતનો સ્પષ્ટ ઉત્તર આપી શકાય તેમ નથી, કારણ કે પાટની અવિચ્છિન્ન સ્થિતિ જણાતી નથી

પ્રશ્ન ૪૧—પ્રથમ તીર્થને કે શાસનને ઉપદ્રવ થતો ત્યારે શાસનના અધિષ્ઠાયક દેવદેવીઓ સહાય કરતા હતા આચાર્યો ચમત્કાર બતાવતા હતા હાલ શત્રુંજય, સમ્મેતશિખર તથા

કેશરીઆજી વિગેરે તીર્થોએ થતા ઉપદ્રવોમા તેવુ કેમ કાઇ દેખાતું નથી ?

ઉત્તર—એ પાચમા આરાનો પ્રભાવ સમજવો

પ્રશ્ન ૪૨—નર્મદાસુદરીએ પતિના વિરહે માટીની પ્રભુ મૂર્ત્તિ બનાવી તેની પૂજાભકિત કરી હતી તે મૃતિકાની મૂર્ત્તિને જળાભિષેક કેમ થાય? અને ન થાય તો તેટલે અશે તે અપૂજ્ય નહી ન ગણાય?

ઉત્તર—મતિકાની મૂર્ત્તિને જળાભિષેક ન થાય તો તેથી કાઇ પૂજા-ભક્તિમા ખામી સમજવી નહીં તેમજ મૂર્ત્તિને અપૂજ્ય રહેલ ગણવી નહીં

પ્રશ્ન ૪૩—નર્મદાસુન્દરી ઘીને અભાવે પ્રભુ પાસે તેલનો દીવો કરતી હતી તો તમા દોષ ન લાગે?

ઉત્તર—તેમા દોષનો સભવ નથી ભક્તિ સ્થિતિઅનુસાર થઇ શકે છે

પ્રશ્ન ૪૪—નર્મદાસુદરીને તેનો પિતા વ્યાપારાર્થે નીકળેલ તે ત્યા આવીને લઇ જાય છે એમ તેના રાસમા લખ્યુ છે અને ધીરજલાલના પ્રમાણિત સેટમા તેના ચરિત્રમા તેનો પીત્રાઇ લઈ ગયાનુ લખ્યુ છે તેમા સાચુ શુ?

ઉત્તર—રાસમા જણાવેલ છે તે બરાબર છે ધીરજલાલે જે લખેલ છે તેને માટે તેને પૂછવુ

પ્રશ્ન ૪૫—નર્મદાસુદરી દેવલોકે ગઇ છે અને ત્રીજે ભવે મોક્ષે જશે એમ કહેલ છે તો તે ક્યાર ને કયા પ્રભુના શાસનમા જશે?

ઉત્તર—એ સબધી વિશેષ ઉલેખ વાચવામા આવેલ નથી

પ્રશ્ન ૪૬—સતિકરમા શાસનદેવીના નામો આપેલા છે તે કરતા બીજામા કાઇક ફેરફાર જણાય છે તેનુ કારણ શુ ?

ઉત્તર—કેટવીક વખત નામાતર પણ હોય છે બાકી તો જેણે ફેરફાર લખેલ હોય તેને પૂછવુ સતિકરમા કહેલા નામો પ્રમાણભૂત માનવા

પ્રશ્ન ૪૭—આતમી તમ તમા પૃથ્વીમા ૫૦૦ ધનુષ્યના શરીરવાળા જીવો હોય છે એમ તત્ત્વાર્થના પરિશિષ્ટમા લખેલ છે તો તે જીવો કયા સમજવા ?

ઉત્તર—તે જીવો નારકીના જ સમજવા, ત્યા બીજા તેવા શરીરવાળા જીવો હોતા નથી

પ્રશ્ન ૪૮—તે જ પુસ્તકમા નપુસક પણ મોક્ષે જઈ શકે છે એમ લખ્યુ છે તો આ ચોવીશીમા કોઇ નપુસક મોક્ષે ગયેલ છે ?

ઉત્તર—જન્મનપુસક નહીં પણ કૃતનપુસક મોક્ષે જઇ શકે છે આ ચોવીશીમા પાર્શ્વનાથના શાસનમા ગાગેય નામના મુનિ મોક્ષે ગયેલ છે તે કૃતનપુસક હતા એમ સાભળ્યુ છે

પ્રશ્ન ૪૯—તે જ પુસ્તકમા અન્યલિંગસિદ્ધ કહ્યા છે તો આ ચોવીશીમા અન્યલિંગ સિદ્ધ કોઇ થયા છે ?

ઉત્તર—અન્યલિંગ એટલે વેશ માત્ર અન્યનો, પણ ભાવ ચારિત્ર તો હોવુ જ જોઇએ તેવો જીવ મોક્ષે જઇ શકે જ, તે વિના મોક્ષે ન જાય આ ચોવીશીમા વલ્કલચીરીને અન્યલિંગે સિદ્ધ કહ્યા છે તેમને અન્યલિંગપણામા જ કેવળજ્ઞાન પ્રાપ્ત થયેલ છે

પ્રશ્ન ૫૦—કૂર્માપુત્ર બે હાથના શરીરવાળા મોક્ષે ગયાનુ કહેલ છે તો તે ક્યારે થયેલા છે ?

ઉત્તર—તેનુ ચરિત્ર છપાયેલ છે ને વાચો એટલે બધુ જાણી શકશો તે થી વીરપરમાત્માની અગાઉ થયા છે

પ્રશ્ન ૫૧—મહાવીર પ્રભુના વખતમા ७ હાથનુ શરીર હતુ આજે ૩॥ હાથનુ જણાય છે તો આટલા વખતમા એટલુ કેમ ઘટી ગયુ હશે ?

ઉત્તર—શરીરના ઘટવામા કાઇ ચોક્કસ ક્રમ જણાતો નથી ઋષભદેવ પછી ૫૦ લાખ ક્રોડ સાગરોપમે અજિતનાથજી થયા છતા શરીરના પ્રમાણમા માત્ર ૫૦ ધનુષ્ય જ ઘટેલ છે

પ્રશ્ન ૫૨—ચક્રવર્તીના સાધેલા ૩૨૦૦૦ દેશો અને વાસુદેવના સાધેલા ૧૬૦૦૦ દેશોના નામો લભ્ય છે ? હાલના દેશોના પ્રથમ નામ શુ હતા ?

ઉત્તર—એ બધા નામો લભ્ય નથી તેમ નામોના ફેરફારને અગે પ્રથમના ને અત્યારના નામોનો મુકાબલો પણ થઈ શકે તેમ નથી સાડીપચીશ આર્ય દેશો ॥ નામો લભ્ય છે

પ્રશ્ન ૫૩—ભરત ને ઐરવતમા છ આરાના ભાવ બધી રીતે સરખા કહેલા છે તો તે ઐરવતક્ષેત્ર અહીંથી કેટલુ દૂર છે ?

ઉત્તર—ભરત ને ઐરવત નામના પાચ પાચ ક્ષેત્રો છે તેમા જબૂદ્વીપમા એક ભ ત ને એક ઐરવત ક્ષેત્ર છે તેના વચ્ચે લગભગ ૯૯૦૦૦ યોજનનુ આતરૂ છે

પ્રશ્ન ૫૪—ઋષભદેવ ત્રીજા આરાની પ્રાતે થયા છે તો ત્યાર અગાઉના મનુષ્યો કયા દેવની પૂજા કરતા હશે ?

ઉત્તર—તેમને અગાઉ તો ૧૮ ક્રોડાક્રોડ સાગરોપમ સુધી યુગલિકભાવ વર્તતો હતો તેને દેવપૂજા કરવાપણુ હોતુ નથી

તેઓ ધર્મ કર્મ તેમજ અસી, મસી, કૃષીના વ્યાપાર વિનાના જ હોય છે

પ્રશ્ન ૫૫—બાર દેવલોક પૈકી પહેલા ને બીજા દેવલોકમા જ પરિગૃહિતા ને અપરિગૃહિતા દેવીઓ ઉપજે છે, ત્યારપછીના દેવલોકમા ઉપજતી નથી તેનુ શુ કારણ ?

ઉત્તર—જગતસ્વભાવ એજ તેનુ કારણ છે વળી તેનુ આયુષ્ય પણ પહેલા બીજા દેવલોકની ઉત્પત્તિને યોગ્ય જ હોય છે ઉપરના દેવલોકમા તેટલા ઓછા આયુવાળા દેવો હોતા નથી

પ્રશ્ન ૫૬—પેલા બીજા દેવલોકમા ઉપજેલી દેવીઓ બારમા દેવલોક સુધીના દેવોને યોગ્ય હોય છે તે દેવીઓ અપરિગૃહિતા કહેવાય છે, તો અપરિગૃહિતા દેવી સાથે વિલાસ કરવાથી તે દેવોને દોષ લાગતો નહીં હોય ?

ઉત્તર—જે દેવીઓ ત્રીજાથી બારમા દેવલોક સુધીને યોગ્ય હોય-તેની યોગ્યતા પૂરતુ જેનુ આયુષ્ય હોય તેજ દેવીઓ ત્યા જાય છે, બીજી દેવીઓ જઇ શકતી નથી વળી દેવો અવિરતિ હોવાથી અને ત્યા મનુષ્યની જેવો લગ્નસબધ થતો ન હોવાથી તેને પરસ્ત્રીગમન તરીકે ગણવામા આવતુ નથી આ બાબત વધારે સમજવા માટે તેનો અધિકાર વાચો

પ્રશ્ન ૫૭—આઠમા દેવલોક સુધી દેવીઓ જઈ શકે ?

ઉત્તર—તેના સબધવાળા દેવોની શક્તિથી જઇ શકે છે

પ્રશ્ન ૫૮—એક કાળચક્ર વીશ કોડાકોડી સાગરોપમનુ હોય છે તેમા એક અવસર્પિણી ને એક ઉત્સર્પિણી હોય છે તેમા ચોવીશી તો બે જ થાય કે કેમ ?

ઉત્તર—ચોવીશી તો એ જ થાય

પ્રશ્ન ૫૯—અવસર્પિણીના પહેલા ત્રણ આરામા ને ઉત્સ
ર્પિણીના પાછલા ત્રણ આરામા તીર્થંકર કેમ થતા નહીં હોય?

ઉત્તર—એમા જગત્સ્વભાવ જ કારણ છે અવસર્પિણીમા ત્રીજા આરાને છેડે એક ને ચોથા આરામા ૨૩ તીર્થંકરો થયા છે ઉત્સર્પિણીમા ત્રીજા આરામા ૨૩ ને ચોથા આરાના પ્રારભમા એક થાય છે?

પ્રશ્ન ૬૦—ચૌદ રાજલોક પૈકી જબૂદ્વીપ કયા રાજલોકમા છે?

ઉત્તર—સાતમા રાજલોકના ઉપરના ભાગમા તિર્છાલોક ૧૮૦૦ યોજનપ્રમાણ પહોળો આવેલો છે તેમા અસખ્ય દ્વીપ સમુદ્રો એક રાજની લબાઈ પહોળાઈમા (અસખ્ય યોજનમા) છે તે બધાના મધ્યમા આ જબૂદ્વીપ એક લાખ યોજનપ્રમાણ ગોળ થાળીને આકારે છે, ત્યારપછીના બધા દ્વીપો ને સમુદ્રો એક બીજાની ફરતા વીંટાયેલા વલયને આકારે છે

પ્રશ્ન ૬૧—ચૌદ રાજલોકમા સાત નારકી ને બાર દેવલોક વિગેરે કયા વિભાગમા છે?

ઉત્તર—નીચેના સાત રાજમા સાત નારકી છે અને ઉપરના સાત રાજમા બાર દેવલોક વિગેરે છે વધારે જાણવા માટે લોકનાળિકા પ્રકરણ વાચો

પ્રશ્ન ૬૨—સવચ્છરી પ્રતિક્રમણમા અતિચાર વિગેરે સૂત્રોથી પાપ આલોવવામા આવે છે તેથી પાપ ઓછુ થતુ હશે?

ઉત્તર—જરૂર ઓછુ થાય કેટલુ ઓછુ થાય તેનો આધાર આલોવનારના અધ્ય[illegible] ઉપર અવલબે

પ્રશ્ન ૬૩—અતિચાર વિગેરેથી પાપ આળોવે ને પાછા નવા બાધે વળી વર્યાતે પાપ આળોવે–એમ કરતા છેડો શીરીતે આવે?

ઉત્તર—વધારે આળોવે ને થોડા બાધે તો પાર વહેલો આવે જેને પાર લાવનાની વૃત્તિ થાય તેને તો પાર લાવવાના ઘણા રસ્તા છે બાકી માત્ર ઉપલકીઆ વાતો કરવાથી પાર આવે નહી

પ્રશ્ન ૬૪—મોક્ષ પામવાનો મગ્લ ઉપાય શુ છે ?

ઉત્તર—એને માટે મુખ્ય ૪ ઉપાય કહ્યા છે ૧ વિપયથી વિરતિ, ૨કપાયનો ત્યાગ, ૩ ગુણ ઉપર અનુરાગ અને ૪ ક્રિયામા અપ્રમત્તપણુ આ ચાર પ્રકારના આરાધનથી મોક્ષ વહેલુ ને સહેલુ મળે છે કુવરજી.

## ( ૧૪ )

( પ્રશ્નકાર–ગજપાળ મગનલાલ–ખાખચેી )

પ્રશ્ન ૧—સોપક્રમી આયુષ્યવાળા મનુષ્ય કે તિર્યચ ઉપ ક્રમ લાગવાથી ઓછે આયુષ્યે મરણ પામે તો બાકીનુ આયુષ્ય ક્યારે ભોગવે ?

ઉત્તર—આયુષ્ય એક ભવનુ એક ભવમા જ ભોગવાય છે, બીજા ભવ માટે બાકી રહેતુ જ નથી સ્થિતિની અપવર્તના થઇ જાય છે એટલે સ્થિતિ ઘટી જાય છે અને કર્મદળ બધા એક સાથે છેલા અતર્મુહૂર્ત્તમા વેદાઇ જાય છે તેમાથી કાઇ પણ બાકી રહેતુ જ નથી

પ્રશ્ન ૨—તીર્થકરદેવ દેશના આપે ત્યારે સામાન્ય કેવલી તો–સમવસરણમા તેવો કલ્પ હોવાથી બેસી રહે છે, પણ પહેલો

પહોર પૂર્ણ થયે તીર્થંકરદેવ દેશના દઇ રહ્યા પછી બીજે પહોરે ગણધર મહારાજ દેશના આપે ત્યારે બેસી રહે કે કેમ ?

ઉત્તર—તીર્થંકરદેવ દેવછંદામા પધાર્યા પછી સામાન્ય કેવળીને બેસી રહેવાનું કારણ નથી તેઓ પણ સમવસરણ માંથી નીકળી યથાયોગ્ય રીતે અન્ય પ્રદેશમા વિચરે છે અને દેશના આપે છે

પ્રશ્ન ૩—ગર્ભ ઉત્પત્તિ સમયે તો બહુ નાની સ્થિતિમા હોય છે, તો તીર્થંકરદેવના જીવને તે સ્થિતિમા પણ ત્રણ જ્ઞાન હોય કે કેમ ?

ઉત્તર—ગર્ભવૃદ્ધિનો ક્રમ પ્રાયે સર્વ મનુષ્યનો સરખો હોય છે, ગમે તેવડી સ્થિતિમા પણ આત્મા તો સ્વશક્તિ સાથે રહેલો હોય છે તેને તેથી તે વખત તે સ્થિતિમા પણ તીર્થંકર થનાર જીવને ત્રણ જ્ઞાન હોય છે

પ્રશ્ન ૪—તીર્થંકરદેવ કેવળજ્ઞાન પામે ત્યારે તેમને તીર્થંકરનામકર્મ ઉદયમા આવે છે તે વખતે તેમને નિદ્રા, ભોજન, શૌચ વિગેરે આપણી જેમ હોય કે કેમ ?

ઉત્તર—તે વખતે ચાર ઘાતીકર્મ ક્ષય થયેલ હોવાથી નિદ્રા ન હોય, પણ વેદનીકર્મ રહેલુ હોવાથી ને શરીર ઔદારિક હોવાથી આહાર નિહારાદિક હોય, પરંતુ તીર્થંકરને અતિશયો હોવાથી તેમના આહાર-નિહાર જન્મથી જ ચર્મ ચક્ષુવાળા જોઇ શકે નહીં

પ્રશ્ન ૫—વ્યવહારરાશિમા વર્તતા જીવોમા અભવી વધારે હોય કે ભવ્ય જીવ વધારે હોય ?

ઉત્તર—ભવ્ય જીવો અભવીથી અનંતગુણા હોય

પ્રશ્ન ૬—જેમ બીજા ઇંદ્રો આયુષ્ય પૂર્ણ થયે ત્યાંથી ચ્યવે તેમ સૂર્ય-ચંદ્ર પણ ચ્યવે કે નહીં ?

ઉત્તર—એ પણ આયુષ્ય પૂર્ણ થયે ચ્યવે ને ત્યાં બીજો ... ઉપજે, પરંતુ આપણે દેખીએ છીએ તે તો તેના વિમાન ... કાંઈપણ ફેરફાર થાય નહીં સૂર્ય-ચંદ્ર તો તે વિમા... રહેનાર છે એ જ્યોતિષી દેવોના સ્વામી છે

પ્રશ્ન ૭—તારાઓ ખરે છે તે શું તારા ચ્યવવાનો દેખાવ છે ?

ઉત્તર—તે તો બીજા અગ્નિના પુદ્ગળો તારા જેવા દેખાય ... તારાના વિમાનો તો બધા શાશ્વતા છે આપણે દેખીએ ...એ તે બધા વિમાનો છે તારા તો તેની અંદર રહેનારા ...વો છે, તે આયુષ્ય પૂર્ણ થયે ચ્યવે ને બીજો જીવ ઉપજે ...ની તેના વિમાન ઉપર કાંઈ અસર જ થાય નહીં વિમાન તો પૃથ્વીકાયમય છે

પ્રશ્ન ૮—મુનિસુવ્રતસ્વામીએ પોતાના પૂર્વ ભવના અશ્વ થયેલા મિત્રને બચાવવા રાત્રીએ વિહાર કર્યો તે પ્રમાણે તેમના સાધુ પણ રાત્રે વિહાર કરતા હશે ?

ઉત્તર—તીર્થંકર કેવળજ્ઞાનવાળા છે ને કલ્પાતીત છે તે કરે તે પ્રમાણે કલ્પસ્થિતિવાળા મુનિ કરી શકે નહીં મુનિથી રાત્રે વિહાર થાય જ નહીં

પ્રશ્ન ૯—કંબળ સંબળ તો જાતિસ્મરણ જ્ઞાનવાળા હતા તેથી તેણે અનશન કર્યું અને જિનદાસ શેઠે તેને ધર્મ સંભળાવી, નીઝામી ... પહોંચાડ્યા. તે પ્રમાણે સામાન્ય

પશુઓને મરતી વખતે અત્યારે કોઇ શ્રાવક નવકાર સભળાવે, તો તે બનેને કાઇ લાભ થાય કે નહીં ?

ઉત્તર—પશુ-પક્ષીને અતસમયે સભળાવેલ નવકાર તેના ઉપયોગ વિના લાભદાયક થવાનો સભવ ઓછો છે, પણ લાભ થયેલાના દાખલાઓ મળતા હોવાથી લાભ ન થાય એમ કહી શકાય તેવુ નથી નવકાર સભળાવનારને તો લાભ જ છે

પ્રશ્ન ૧૦—ક્ષાયિક સમકિત પ્રાપ્ત થયા પછી સસાર વધારેમા વધારે કેટલો રહે ?

ઉત્તર—તેત્રીશ સાગરોપમથી કાઇક અધિક રહે ક્ષાયિક સમકિતી પૂર્વબદ્ધ આયુવાળો ન હોય તો તો તે જ ભવે મોક્ષે જાય, પૂર્વે આયુષ્ય બાધ્યુ હોય તો ૩-૪ ભવે જરૂર મોક્ષે જાય

પ્રશ્ન ૧૧—ક્ષયોપશમ સમકિત પામ્યા પછી સસારમા વધારેમા વધારે જીવ કેટલો કાળ રહે ?

ઉત્તર—એ સમકિત આખી ભવશ્રેણિમા અસખ્ય વાર પમાય છે, તેથી તે સમકિત પામીને વમી નાખે તો વધારેમા વધારે અર્ધપુદ્ગળપરાવર્ત સસારમા ભમી-ફરી સમકિત પામીને મોક્ષે જાય, તેથી વધારે કાળ સસારમા રહે નહીં

પ્રશ્ન ૧૨—પૂર્વ ભવમા આપણે જેને દુખ આપ્યુ હોય તે આ ભવમા આપણને દુખ આપે તો પરસ્પર ખાતુ સર ભર થાય કે નવો બધ પડે ? ત્રિપૃષ્ટ વાસુદેવના ભવમા જેના કાનમા શીસુ રેડાવ્યુ હતુ તેણે વીરપ્રભુના ભવમા પ્રભુના કાનમા ખીલા નાખ્યા તો તેથી તેનુ ખાતુ ચૂકતુ થયુ કે તેણે નવા કર્મ બાધ્યા ?

ઉત્તર—આપણે જેને પૂર્વ ભવે દુખ આપ્યુ હોય તે આ ભવે આપણને દુખ આપે તેથી ખાતુ પરસ્પર સરભર ન થાય. આપણે જો સમભાવે સહન કરીએ ને દુખ દેનાર પર ક્રોધ ન કરીએ તો આપણે નવા કર્મ ન બાંધીએ, પરંતુ આપણને દુખ આપનાર તો નવા કર્મ બાંધે અને આગામી ભવમાં તેના ફળ ભોગવે આપણે જ તેને ફળ આપનાર છીએ એમ સમજવુ નહીં

વીરપ્રભુના કાનમા ખીલા નાખતા પ્રભુએ તે ઉપસર્ગ સમભાવે સહન કર્યો તેથી તેમને નવા કર્મ બંધાણા નહીં પણ ખીલા નાખનાર તો ક્રૂર અધ્યવસાયથી મરણ પામીને સાતમી નરકે ગયો.

પ્રશ્ન ૧૩—તીર્થંકરનુ વાર્ષિકદાન અભવ્ય મેળવી શકે કે નહીં? તે દાન મેળવવાથી આત્મિક લાભ કાંઈ થાય ખરો? અને દરરોજ દાન લેનાર જુદા જુદા હોય કે કેમ?

ઉત્તર—અભવી તે દાન મેળવી શકે નહીં એમ અભવ્ય કુલકમા કહ્યુ છે તે દાન લેવાથી છ માસ પર્યંતના વ્યાધિ નાશ પામે છે, આત્મિક લાભ થયાનુ જાણવામા નથી દરરોજ દાન લેનારા પ્રાયે જુદા જ હોય છે એક જણ બીજીવાર આવતો નથી દાન લેનારને લાવવાનુ, આપવામા મદદ કરવાનું, માગનારની યોગ્યતા પ્રમાણે દેવાનુ અને દાન સાથે તેને ઘેર નિર્વિઘ્ને પહોંચાડવાનુ કામ દેવો કરે છે

પ્રશ્ન ૧૪—ચૌદમા અયોગી ગુણઠાણે વર્તતો જીવ ક્યાં હોય છે?

ઉત્તર—મનુષ્ય લોકમા હોય છે તે ગુણઠાણાની સ્થિતિ પૂર્ણ થતા પછી જ સિદ્ધિસ્થાનમા જાય છે

પ્રશ્ન ૧૫—જિંદગી આખી સુકૃત્યમા ગાળી હોય પણ અતસમયે વ્યાધિ-નરણપીડા વિગેરેના કારણથી અધ્યવસાય બદલાઇ જાય તો ગતિ કેવી થાય ?

ઉત્તર—આખી જિંદગી શુભ કાર્યમા ગાળનાગ્ના અધ્ય વસાય અતમમયે શુભ જ રહે પણ વચ્ચે કોઇ અશુભ યોગમા વર્તતા અશુભ ગતિનું આયુષ્ય બાધી લીધુ હોય તો અતમમયે અધ્યવસાય બદલાય ને બાધેલ આયુવાળી ગતિમા જવુ પડે પછી શુભ કાર્યો પૂર્વભવમા કર્યા હોય તેનુ શુભફળ ત્યા મળે

પ્રશ્ન—સામાયિક પાળતી વખત ઇરિયાવહી શામાટે પડિક્કમવાના છે ? સામાયિકમા તો શ્રાવક સાધુ જેવો ગણાય છે

ઉત્તર—સામાયિકની બે ઘડીમા જે કાઇ ઉપયોગ રહિતપણે ત્રણે યોગની અશુભ વર્તના થઇ હોય-કાઇપણ જીવવિરાધના પ્રમાદયોગે થઇ ગઇ હોય તેની શુદ્ધિ માટે ઇરિયાવહી પડિક્કમવાના છે મુનિને પણ આખા દિવસમા અનેક વખત તેવા કારણને લઇને ઇરિયાવહી પરિક્કમવા પડે છે

પ્રશ્ન ૧૭—સ્ત્રી જાતિને ઋતુમા આવે ત્યારે અલગ રહેવુ પડે છે, કેટલીક ધર્મકરણી થતી નથી, તેની અપવિત્રતા અતિશય લેખાય છે તો શુ બીજી અશુચિઓ કરતા તે અશુચિ ભારે છેઅને જુદા પ્રકારની છે ? આ શરીરજ અશુચિથી ભરેલુ છે

ઉત્તર—એ અશુચિ જુદા જ પ્રકારની છે તેને માટે જે નિષેધ કરવામા આવેલ છે તે બધો ખાસ સૂત્રના કથનને આધારે કરેલ છે બીજી અશુચિ તેવી નથી શરીરમા રહેલી અશુચિ બહાર આવે ત્યારે જ તેની અશુચિમા ગણના થાય

પ્રશ્ન ૧૯—સામાયિક ચરવળો રાખ્યા વિના કર્યું હોય ને સર્પાદિકનો ભય આવી પડે તો ચરવળા વિના બીજે જવાય કે કેમ?

ઉત્તર—શ્રાવકનો આચાર છે કે સામાયિકમા ચરવળો રાખવો, છતા ન રાખ્યો હોય તો સર્પાદિકના ભયે જયણાપૂર્વક બીજે જાય અને પછી તે બાબતની આલોયણ લેય

કુ ૧૨૭

( ૧૫ )

( પ્રશ્નકાર—શા ચુનીલાલ છગનલાલ-મુમ્બાઈ )

પ્રશ્ન ૧—સમકિતધારીનુ લક્ષણ શુ ? તે કેમ ઓળખાય?

ઉત્તર—સમકિતધારીને ઓળખવા માટે સમકિતના સડસઠ બોલની સજ્ઝાય વિગેરેમા શમ, સવેગ, નિર્વેદ, અનુકપા ને આસ્તિક્યના-આ પાચ લક્ષણ બતાવેલા છે તે જોઈને ઓળખવા.

પ્રશ્ન ૨—સ્વામીભાઇ એટલે શુ ?

ઉત્તર—સહધર્મીનુ સ્વામી બનેલ છે સહધર્મી એટલે એક ધર્મવાળા-એક સરખી દેવગુરૂધર્મની શ્રદ્ધાવાળા તે સ્વામીભાઈ કહેવાય સસારી ભાઈ કરતા આ ભાઇ ખરો હિતકારી હોવાથી સાચો ભાઇ છે, સાચા ભાઇની ગરજ સારે છે એવા ભાઈ અથવા ભાઈઓનુ વાત્સલ્ય કરવુ તે દરેક જૈનની ફરજ છે

પ્રશ્ન ૩—ખરા શ્રાવક કોને કહેવા ? તેનુ સ્વરૂપ શુ ?

ઉત્તર—શ્રદ્ધા, વિવેક ને ક્રિયા-એ ત્રણ જેનામા યથાર્થ હોય તે શ્રાવક તેના સામાન્ય ગુણ ન્યાયસપન્નવિભવ વિગેરે ૩૫ કહ્યા છે અને વિશેષ ગુણ અક્ષુદ્રાદિ ૨૧ કહ્યા છે તે ગુણો પૈકી થોડા ઘણા પણ જેનામા હોય તેને શ્રાવક કહીએ

પ્રશ્ન ૪—શ્રેણિકરાજા અવિરતિ હતા તે છતા તેણે તીર્થંકરનામકર્મ શી રીતે ઉપાર્જન કર્યું ?

ઉત્તર—તીર્થંકરનામકર્મ સમકિતી જીવ બાંધી શકે છે, અવિરતિપણુ તેમા બાધ કરતુ નથી વીશ સ્થાનકો પૈકી પ્રથમ સ્થાનક જે અરિહંત તેમની ઉપરના પરમ ભક્તિભાવથી તેમણે તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું હતુ

પ્રશ્ન ૫—ઋષભદેવ સુનંદા ને સુમંગળા સાથે પરણ્યા, તેમા સુનંદા તો એક મરણ પામેલા યુગલિકની સાથે જન્મેલી હતી તો તેનુ પુનર્લગ્ન થયુ કહેવાય કે નહીં ?

ઉત્તર—પ્રથમ લગ્ન વિના પુનર્લગ્ન કેમ કહેવાય ? હજુ તો તે યુગળિક જ નાનનુ લગ્ન થયુ નહોતુ ત્યા તેના માબાપે એક વૃક્ષ નીચે મૂકી જવાથી વૃક્ષનુ ફળ તેની ઉપર પડતા તે મરણ પામ્યુ, તેના માતા-પિતા પણ ત્યારપછી મરણ પામ્યા, તે પુત્રની સાથે જન્મેલી પુત્રી એકલી વનમા ભમતી હતા તેને બીજા યુગળિકોએ લાવીને નાભિકુળકરને સોંપી તેણે ઉછેરીને ઉમ્મર લાયક થતા લગ્નવિધિપૂર્વક ઋષભકુમાર સાથે પરણાવી એમા પુનર્લગ્નની સભાવના માત્ર નથી

પ્રશ્ન ૬—અર્ધપુદ્ગળપરાવર્ત સસાર બાકી રહે ત્યારે જીવ સમકિત પામી શકે, તેથી વધારે સસારમા ભમવાનુ હોય તો સમકિત ન પામે એમ કહ્યુ છે, તો પુદ્ગળપરાવર્તન કોને કહીએ ?

ઉત્તર—પુદ્ગળપરાવર્તનનુ સ્વરૂપ ઘણા વિસ્તારવાળુ છે તે ટૂંકામા સમજાવી શકાય તેમ નથી તેથી નવતત્ત્વના બાળાવબોધ વિગેરેમાંથી વાચી જોવુ ને તેના અનુભવી પાસે સમજવુ પુદ્ગળપરાવર્ત એ અનતો કાળ છે

કુંવરજી

( ૧૬ )

(પ્રશ્નકાર—શા. હીરાચંદ તેજાજી-વાજણા)

પ્રશ્ન ૧—સતી સ્ત્રી કે સત્યવાદી પુરૂષે લક્ષ્મીની લાલચે પોતાના સત્યનો ત્યાગ કર્યો હોય એવા દષ્ટાતો છે?

ઉત્તર—એવા દષ્ટાતો શાસ્ત્રોમા અનેક છે, પણ પછી તે સતી કે સત્યવાદી કહેવાતા નથી, તેથી ઉત્તમ પુરૂષો તો જે પોતાના સતીત્વમા કે સત્યવાદીપણામા દૃઢ રહેલ હોય તેના દાખલા લેવાનુ જ કહે છે

પ્રશ્ન ૨—પવિત્ર સ્થળમા કોઇ શ્વાનાદિ પશુ મરી ગયેલ હોય તો શુ કરવુ?

ઉત્તર—અસ્પર્શ્ય વર્ણ સિવાયનાની પાસે બહાર કઢાવવુ, નહીં તો પૂજારીએ કે શ્રાવકે પોતે કાઢી નાખી જમીન સ્વચ્છ કરી સ્નાન કરીને શુદ્ધ થવુ

પ્રશ્ન ૩—કામણ દુમણ વિગેરેથી કોઇ પણ માણસ પોતાના દુશ્મનના પ્રાણ લઇ શકે છે?

ઉત્તર—આ કાળમા પ્રાયે એ વાત ઘણે ઠેકાણે ખોટી દેખાય છે, બાકી કેટલાક એવા પ્રકારો છે કે જે બીજાના પ્રાણ લેવામા કારણભૂત બને જો કે તેનુ મરણ તો તેની રીતે થવાનુ નિર્માણ થયેલુ હોય તોજ થાય છે

પ્રશ્ન ૪—જિતેંદ્રિય મનુષ્યને માઠા સ્વપ્નો આવે?

ઉત્તર—પ્રાયે ન આવે

પ્રશ્ન ૫—મરણ પામેલાનુ મસ્તક ઉત્તર દિશાએ ને મુખ દક્ષિણ સામુ રાખે છે તેનુ પ્રયોજન શુ છે?

ઉત્તર—દક્ષિણ દિશામા યમલોકપાળનો નિવાસ કહેવાય છે,

તેથી તેની સામુ મુખ કરાવે છે, પણ તે એક પ્રકારની લોકરૂઢિ છે, પારમાર્થિક નથી

પ્રશ્ન ૬—કોઇ પણ અન્ય કોમમા જન્મેલ માણસ આદર્શ જૈન જેવી પ્રવૃત્તિ શુદ્ધ દિલથી કરે તો તે જૈન કહેવાય કે નહીં ? અને તે ની સાથે ભોજન વ્યવહાર થઇ શકે કે નહીં ?

ઉત્તર—જૈન ખુશીથી કહેવાય અને જૈનધર્મના બધા કાર્યોમા આપણી સાથે ભાગ લઇ શકે ભોજનવ્યવહાર કર વામા શાસ્ત્રોક્ત વાધો નથી પરતુ જ્ઞાતિના પ્રબધ નડી શકે છે

પ્રશ્ન ૭—હીન જાતિમા જન્મેલો જાતિભ્રષ્ટ કહેવાય પણ તે કાર્યો સારા કરતો હોય અને સારા કુળમા જન્મ્યા છતા કર્મો કનિષ્ટ પ્રકારના કરતો હોય કે જેથી તે કર્મભ્રષ્ટ કહેવાય તે બેમા સારો કોણ કહેવાય ?

ઉત્તર—સારા કર્મ કરતો હોય તે સારો કહેવાય

પ્રશ્ન ૮—ધાર્મિક મનુષ્યને અન્ય કોઇ અણજાણે તેને ત્યાજ્ય હોય એવી વસ્તુ ખવરાવી દેય તો તેથી તે ભ્રષ્ટ થયેલ ગણાય ?

ઉત્તર—ન ગણાય બાકી જાણવામા આવ્યા પછી તેનુ પ્રાયશ્ચિત્ત લેય

કુવરજી

( ૧૭ )

( પ્રશ્નકાર—માસ્તર છોટાલાલ નાનચદ—લીબોડવાળા )

પ્રશ્ન ૧—લોગસ્સના કાઉસ્સગ્ગ 'ચદેસુ નિમ્મલયરા' સુધી ગણાય છે તો તેમા લોગસ્સ ખડિત કહેવાય ?

ઉત્તર—ન કહેવાય, કારણ કે તે કાઉસ્સગ્ગ ૨૫ શ્વાસો શ્વાસ પ્રમાણના જ કરવાના હોવાથી લોગસ્સના ( ૨૫ ) પદથી કાઉસ્સગ્ગ પૂર્ણ થાય છે

પ્રશ્ન ૨—પ્રતિક્રમણના પ્રારભમા પચ્ચખ્ખાણ કરવા માટે માત્ર પાણી પીધુ હોય તો મુહપત્તિ જ પડિલેહવી અને ખાધુ હોય તો તદુપરાત વાદણા દેવા તેનુ શુ કારણ ?

ઉત્તર—પચ્ચખ્ખાણની તરતમતાને સ્પષ્ટ કરવા માટે વિધિમા પણ એટલી તરતમતા કરવાનુ પૂર્વપુરૂષોએ જણાવ્યુ છે એ વિધિ ગુરૂના વિનય માટે તેમજ તપના બહુમાન માટે છે

પ્રશ્ન ૩—નમોઽસ્તુ વર્ધમાનાય ને બદલે સ્ત્રીઓ સસાર-દાવાની ત્રણ સ્તુતિઓ કહે છે તેનુ શુ કારણ ? પાક્ષિક પ્રતિક્રમણમા તો સજ્ઝાયને સ્થાને ચારે સ્તુતિઓ બોલાય છે

ઉત્તર—નમોઽસ્તુ વર્ધમાનાયની ત્રણ ગાથામા અનુક્રમે વીરપ્રભુની, સર્વ જિનની તથા સિદ્ધાતની સ્તુતિ જ હોવાથી તે સ્થાનકે સ્ત્રીઓએ સસારદાવાની પણ તેજ ભાવવાળી ત્રણ સ્તુતિઓ જ કહેવાનુ પૂર્વપુરૂષોએ ઠરાવ્યુ છે ત્યા ચોથી ગાથાનકે દેવીનુ સ્મરણ કરવાની જરૂર નથી

પ્રશ્ન ૪—સામાયિક ને પ્રતિક્રમણ એ પાચમા ગુણઠાણા-વાળાની ક્રિયા છે તો તે પહેલા ગુણઠાણાવાળા કેમ કરી શકે ?

ઉત્તર—ગુણઠાણાનો નિર્ણય સાતિશય જ્ઞાની સિવાય થઈ શકે નહીં અમુક ક્રિયા અમુક ગુણઠાણાવાળા જ કરે એવો નિર્ણય નથી ગુણઠાણે ચડવાની અભિલાષાવાળાને બને તે સર્વ ક્રિયા કરવાની છૂટ છે એ રીતે જ ઊચે ગુણઠાણે ચડાય છે

પ્રશ્ન ૫—સ્ત્રીઓ નમોઽર્હત્ બોલે નહી એવી આજ્ઞા છે તો નવકારમત્ર પણ કેમ બોલી શકે ? કારણ કે તે પણ ચૌદ પૂર્વના સારભૂત છે

ઉત્તર—નમોઽર્હત્ દૃષ્ટિવાદમાંથી અક્ષરશઃ ઉદ્ધરિત નવકારમંત્ર ચૌદ પૂર્વના સારભૂત એટલે રહસ્યભૂત છે, તેમાંથી ઉદ્ધરિત નથી દૃષ્ટિવાદ ભણવાનો સ્ત્રીજાતિને નિ હોવાથી નમોઽર્હત્નો પણ નિષેધ કરેલો છે અને નવકાર મ બોલવાનો સ્ત્રીવર્ગ માટે પૂર્વપુરૂષોએ નિષેધ કરેલો નથી

પ્રશ્ન ૬—દૈવસિક પ્રતિક્રમણ પારતા ચઉક્કસાયનું ચૈત્ય વંદન કરીને નમુથ્થુણં કહેવામાં આવે છે, જં કિંચિ નથી કહેવ તેનું શું કારણ?

ઉત્તર—વિધિમાં આજ્ઞા પ્રમાણ છે પૂર્વપુરૂષોએ જે રી વ્યવસ્થા બાંધી હોય તે રીતે જ અનુસરવું એ આપણું કામ

પ્રશ્ન ૧૭—સ્ત્રીઓ શ્રુતદેવતાની સ્તુતિ—' સુઅદેવયા ભગવઈ ન બોલતા બીજી ( કમળદળની ) બોલે છે ને પાક્ષિક પ્ર ક્રમણ સૂત્રને અંતે તે ૪ ગાથા બોલે છે, તો દૈવસિકમાં બોલવાનું શું કારણ?

ઉત્તર—એના પણ આજ્ઞા જ પ્રમાણ માનવી

પ્રશ્ન ૮—નાના મોટા અતિચાર કોણે અને ક્યારે કરેલા

ઉત્તર—તે કર્તાનું મારા જાણવામાં નથી પણ બહુ પ્રાચ જણાતા નથી, અર્વાચીન છે એમ તેની ભાષા ઉપરથી લાગે

પ્રશ્ન ૯—બીજના ચંદ્રને શ્રેષ્ઠ શા માટે ગણવામાં આવે

ઉત્તર—એમાં લઘુતાને માન આપ્યું છે વળી ચા ચંદ્રની સ્થિતિ-પ્રકાશ વૃદ્ધિ પામે છે તેથી તેને શ્રેષ્ઠ ગણેલ લૌકિકમાં પણ તેને શ્રેષ્ઠ માનેલ છે

પ્રશ્ન ૧૦—જિનપ્રતિમાને પ્રક્ષાલન કરી ત્રણ અંગલુહણા ી ચોથુ અંગલુહણુ ઢાકવામા આવે છે તેનુ શુ કારણ ?

ઉત્તર—ચોથુ અંગલુહણુ જ ઢાકવુ એવો નિર્ણય નથી ર પહેલી પૂજા થવામા વિલબ હોય તો કોઈ પૂજા ન કરે તે ો અંગલુહણુ ઢાકવામા આવે છે તેથી ત્રીજુ અંગલુહણુ પણુ ાકાય આદી પ્રક્ષાલન પછી પૂજામા વિલબ થવો ન જોઈએ

પ્રશ્ન ૧૧—જિનમદિરમા દેવીને આશ્રીને નૈવેદ્ય ધર્યું ો ત પૂજાગેને અપાય કે કેમ ?

ત્તર—આપી શકાય, તેમા વિરોધ નથી

પ્રશ્ન ૧૨—સપ્રતિરાજા તથા શ્રેણિકરાજા મૃત્યુ ક્યારે, ના અને કઈલામા સવતમા પામ્યા ?

ઉત્તર—શ્રેણિકરાજા મહાવીર પરમાત્મા છતા મરણ પામ્યા છે, ત નપાત કોનો અને કેટલામો સવત હતો તે જાણવામા થી નપ્રતિરાજા વીર પરમાત્મા પછી ૨૯૦ વર્ષ થયા છે ગુ જ જાણવામા છે એના મૃત્યુનો પણ સવત જાણવામા નથી

પ્રશ્ન ૧૩—તપગચ્છવાળા ને અચળગચ્છવાળા જુદી જુદી ગુરુની સ્થાપના ગણે છે તો તેમા શ્રેષ્ઠ કઈ ? અને તેની જ ાખવાનુ કારણ શુ ?

ઉત્તર—એમા શ્રેષ્ઠ કનિષ્ઠ કહેવાય નહીં પોતપોતાના ગચ્છની સમાચારી અનુસાર પોતાની સ્થાપના શ્રેષ્ઠ ગણાય શેની સ્થાપના ાખવી ત તે ગચ્છના પૂર્વપુરુષોએ કોઈ પણ અપેક્ષાને મુખ્ય કરીને નક્કી કરેલ હોય છે

( ૧૮ )

( પ્રશ્નકાર—પદી હરજીવન વીરચંદ—સેના )

પ્રશ્ન ૧— આરતિ ઉતારતા ઉંચી-નીચી કયા સુધી લઇ જવી ઠીક છે ?

ઉત્તર—નીચી આપણી નાભિ પર્યંત અને ઊંચી પ્રભુના નેત્ર પર્યંત લઇ જવી ઠીક છે એને માટે કાંઇ ખાસ લેખ જોયો નથી વિવેકપૂર્વક નિર્ણય થઇ શકે છે

પ્રશ્ન ૨—આરતિ કે મગળદીવો ઉતારતા કર્પૂર સળગા વીને કયારે મૂકવો ? તેની ખાસ જરૂર છે ? કર્પૂર ( બરાસ ) ઘીના મેળને તો ચાલે ?

ઉત્તર—કર્પૂર મગળદીવો ઉતારતા સળગાવીને મગળદીવાની જમણી બાજુ મૂકવો તેની ખાસ જરૂર નથી ન હોય તો ચાલે કર્પૂર ઘીમા મેળવવો યોગ્ય નથી, એવી પ્રવૃત્તિ પણ નથી

પ્રશ્ન ૩—ન્હવણના જળાદિકથી સ્નાન થઇ શકે ?

ઉત્તર—સ્નાન થઇ ન શકે માત્ર આંખે કે અમુક અંગે લગાડાય આખે શરીરે ન્હાવાથી તો આશાતનાનો સભવ છે કોઇ વ્યાધિ વિગેરે પ્રસગે આખા શરીર ઉપર પણ લગાડાય છે પણ તેનાથી સ્નાન કરાતુ નથી

પ્રશ્ન ૪—સિદ્ધચક્રની પૂજા કરેલ વાસક્ષેપનુ શુ કરવુ ?

ઉત્તર—ન્હવણના જળમા નાખવો, કાઢી દેવો નહીં

પ્રશ્ન ૫—દેરાસરમા કરોળીઆના જાળા કે પડ બાઝ્યા હોય તો તે અને દેરાસર ઉપર ઉગેલા વૃક્ષના અકુરાદિ કાઢી નાખવા માટે પૂજારીને કહેવામા અથવા પોતાથી કાઢી નાખવામા દોષ લાગે ?

ઉત્તર—એમા દોષ ન લાગે પણ આશાતના દૂર કરવાથી લાભ થાય. પૂજારી કાઢવામા આળસ કરે તો પોતે જયણા પૂર્વક કાઢી નાખે

પ્રશ્ન ૬—શ્રાવકે કપાળમા કરેલો ચાંડલો ભુસી નાખવાની જરૂર છે? જરૂર હોય તો ક્યારે ભુસી નાખવો?

ઉત્તર—દિવસે ભુસી નાખવાની જરૂર નથી રાત્રે ભુસી નાખવો

પ્રશ્ન ૭—શ્રાવકે પોતાના શરીર પર કેટલા તિલક (ચાંડલા) કરવા?

ઉત્તર—શ્રાવકે કપાળે, કંઠે, હૃદયે અને ઉદરે—એમ ચાર તિલક પોતાના શરીર પર કરવા એમ કહેલ છે

પ્રશ્ન ૮—ધાર્મિક પુસ્તક મોઢા આડુ વસ્ત્ર રાખીને વાચવાનુ કહે છે તેનુ શુ કારણ? શા હેતુએ વસ્ત્ર ગણવુ?

ઉત્તર—શ્રાવકે જે કોઈપણ ધર્મપુસ્તક ખોલીને વાચવુ હોય તો સામાયિકાદિમા મુખ પાસે મુહપત્તિ રાખવાનો ને તે વિના છૂટા હોય તો વસ્ત્રનો છેડો ગણવાનો ઉપયોગ રાખવો તેમા ખાસ કારણ મોઢાનુ થુંક ઉડીને જ્ઞાન પર પડવાથી જ્ઞાનની આશાતના થાય તે છે સામાયિકમા તો વાયુકાયની વિરાધના પણ ઓછી થાય માટે મુખ પાસે મુહપત્તિ રાખીને બોલવાનુ છે

પ્રશ્ન ૯—એક બે વખત પહેરેલુ કે વાપરેલુ વસ્ત્ર ધોઈને જિનપૂજામા વાપરી શકાય?

ઉત્તર—એમા બાધ જેવુ જણાતુ નથી, પણ ધોવામા બરાબર ઉપયોગ રાખી બરાબર ધોવુ જોઈએ

પ્રશ્ન ૧૦—લસણ ડુંગળી ખાનારને પૂજારી તરીકે રાખી શકાય?

(૧૮)

( પ્રશ્નકાર—પરી હરજીવન વીરચંદ—સેરા )

પ્રશ્ન ૧—આરતિ ઉતારતા ઉંચી-નીચી કયા સુધી લઈ જવી ઠીક છે?

ઉત્તર—નીચી આપણી નાભિ પર્યંત અને ઊંચી પ્રભુના નેત્ર પર્યંત લઇ જવી ઠીક છે એને માટે કાંઇ ખાસ લેખ જોયો નથી વિવેકપૂર્વક નિર્ણય થઇ શકે છે

પ્રશ્ન ૨—આરતિ કે મંગળદીવો ઉતારતા કપૂર સળગાવીને કયારે મૂકવો? તેની ખાસ જરૂર છે? કર્પૂર (બરાસ) ઘીમા મેળવે તો ચાલે?

ઉત્તર—કપૂર મંગળદીવો ઉતારતા સળગાવીને મંગળદીવાની જમણી બાજુ મૂકવો તેની ખાસ જરૂર નથી ન હોય તો ચાલે કર્પૂર ઘીમા મેળવવો યોગ્ય નથી, એવી પ્રવૃત્તિ પણ નથી

પ્રશ્ન ૩—ન્હવણના જળાદિકથી સ્નાન થઇ શકે?

ઉત્તર—સ્નાન થઇ ન શકે માત્ર આંખે કે અમુક અંગે લગાડાય આખે શરીરે ન્હાવાથી તો આશાતનાનો સંભવ છે કોઈ વ્યાધિ વિગેરે પ્રસંગે આખા શરીર ઉપર પણ લગાડાય છે પણ તેનાથી સ્નાન કરાતુ નથી

પ્રશ્ન ૪—સિદ્ધચક્રની પૂજા કરેલ વાસક્ષેપનુ શુ કરવુ?

ઉત્તર—ન્હવણના જળમા નાખવો, ઉડાડી દેવો નહીં

પ્રશ્ન ૫—દેરાસરમા કરાળીઆના જાળા કે પડ બાઝ્યા હોય તો તે અને દેરાસર ઉપર ઉગેલા વૃક્ષના અંકુરાદિ કાઢી નાખવા માટે પૂજારીને કહેવામા અથવા પોતાથી કાઢી નાખવામા દોષ લાગે?

ઉત્તર—એમા દોષ ન લાગે પણ આશાતના દૂર કરવાથી લાભ થાય પૂજારી કાઢવામા આળસ કરે તો પોતે જયણા પૂર્વક કાઢી નાખે

પ્રશ્ન ૬—શ્રાવકે કપાળમા કરેલો ચાડલો ભુસી નાખવાની જરૂર છે? જરૂર હોય તો ક્યારે ભુસી નાખવો?

ઉત્તર—દિવસે ભુસી નાખવાની જરૂર નથી રાત્રે ભુસી નાખવો

પ્રશ્ન ૭—શ્રાવકે પોતાના શરીર પર કેટલા તિલક (ચાડલા) કરવા?

ઉત્તર—શ્રાવકે કપાળે, કઠે, હૃદયે અને ઉદરે—એમ ચાર તિલક પોતાના શરીર પર કરવા એમ કહેલ છે

પ્રશ્ન ૮—ધાર્મિક પુસ્તક મોઢા આડુ વસ્ત્ર રાખીને વાચવાનુ કહે છે તેનુ શુ કારણ? ક્યા હેતુએ વસ્ત્ર રાખવુ?

ઉત્તર—શ્રાવકે જો કોઇપણ ધર્મપુસ્તક ખોલીને વાચવુ હોય તો સામાયિકાદિમા મુખ પાસે મુહપત્તિ રાખવાનો ને તે વિના છૂટા હોય તો વસ્ત્રનો છેડો રાખવાનો ઉપયોગ રાખવો તેમા ખાસ કારણ મોઢાનુ થુક ઉડીને જ્ઞાન પર પડવાથી જ્ઞાનની આશાતના થાય તે છે સામાયિકમા તો વાયુકાયની વિરાધના પણ ઓછી થાય માટે મુખ પાસે મુહપત્તિ રાખીને બોલવાનુ છે

પ્રશ્ન ૯—એક બે વખત પહેરેલુ કે વાપરેલુ વસ્ત્ર ધોઇને જિનપૂજામા વાપરી શકાય?

ઉત્તર—એમા બાધ જેવુ જણાતુ નથી, પણ ધોવામા બરાબર ઉપયોગ રાખી બરાબર ધોવુ જોઇએ

પ્રશ્ન ૧૦—લમણુ કુંવારી ખાનારને પૂજારી તરીકે રાખી શકાય?

ઉત્તર—કોઇપણ પ્રકારના દુર્ગંધી પદાર્થ ખાનાર કે વાપર નારને પૂજારી તરીકે રાખી શકાય નહીં

પ્રશ્ન ૧૧—પૂજારીને પેશાબ કરવા જતા વસ્ત્ર બદલવાની જરૂર ખરી? અને શરીર ધોવાની જરૂર ખરી?

ઉત્તર—વસ્ત્ર તો બદલવુ જ જોઇએ અને સ્નાન પણ કરવુ જોઇએ

પ્રશ્ન ૧૨—પ્રભુના ન્હવણ માટેનુ જળ સાભાગ્યવતી કે વિધવા સ્ત્રી લાવી આપે તો ચાલી શકે? અને દૂધ કે પચામૃતની બીજી વસ્તુ ન્હાયા સિવાયનો પુરુષ કે સ્ત્રી લાવે તો ચાલી શકે?

ઉત્તર—પવિત્ર શરીરથી ને પવિત્ર વસ્ત્રથી ગમે તેવી સ્ત્રી જળ લાવે તો ન્હવણમા વાપરી શકાય, દૂધ વિગેરે તો ન્હાયા વિનાના પુરૂષ કે સ્ત્રી-દૂધવાળા જ લાવે છે તે વાપરવાની પ્રવૃત્તિ છે

પ્રશ્ન ૧૩—આખની વધારે ઝાખવાળાથી જિનપૂજા થઇ શકે?

ઉત્તર—થઇ શકે અધ પણ કરી શકે, પરતુ પૂજા કરતા આશાતના ન થવા માટે બીજા સહાયકને સાથે રાખવો પડે

પ્રશ્ન ૧૪—ઢોલ નગારા વિગેરે વાજિત્રો આરતિ વખતે ન વગાડતા માત્ર ઝાલર વગાડે છે ને બીજા વાજિત્રો ને ઘટ વિગેરે મગળદીવા વખતે વગાડે છે તો કઇ વખતે વગાડવા ઠીક છે?

ઉત્તર—પ્રશ્નમા જણાવ્યા પ્રમાણેની પ્રવૃત્તિ ઠીક લાગે છે, છતા જ્યા બીજી રીતે પ્રવૃત્તિ હોય ત્યા તેમ કરવામા પણ બાધ નથી

પ્રશ્ન ૧૫—પર્યુષણમા મુનિને અભાવે શ્રાવક ચિત્રવાળુ કે પમૂત કે છાપેલુ કલ્પસૂત્ર વાચી શકે?

ઉત્તર—ચિત્રવાળો કે ચિત્રવિનાનો કલ્પસૂત્રનો બાળાવ

બોધ વાચી શકે જેમા મૂળ હોય તે વાચી ન શકે વાચનાર સચિત્તત્યાગી ને બ્રહ્મચારી આઠ દિવસ માટે તો હોવો જ જોઇએ તે સામાયિક લઇ મુહપત્તિનો ઉપયોગ રાખીને વાચે

પ્રશ્ન ૧૬—દેરાસરમા યક્ષ યક્ષણીની સ્થાપનાની જરૂર ખરી ?

ઉત્તર—શિખરબધ દેરાસરમા જિનબિંબની સ્થાપના વખતે જ તેમની શાસનદેવીની સ્થાપના પબાસણના નીચેના ભાગમા કરવામા આવે છે તેની જરૂર છે યક્ષ માટે ખાસ જરૂર નથી યક્ષની સ્થાપના ક્વચિત જ દેખાય છે ધાબાળા દેરાસરમા યક્ષણીની સ્થાપના હોય કિંવા ન હોય, કારણ કે તેને ઘરદેરાસર જેવુ ગણવામા આવે છે

પ્રશ્ન ૧૭—પૂજારીનો પગાર દેરાસરખાતામાથી આપી શકાય ?

ઉત્તર—દેરાસરખાતામાથી–દેરાસરની ઉપજમાથી પણ પૂજારીનો પગાર આપી શકાય, પરતુ તે જૈન હોવો ન જોઇએ જ્યા બીજે ખાતેથી ( સાધારણ વિગેરેમાથી ) આપવાની જોગવાઇ ન હોય ત્યા આપી શકાય

પ્રશ્ન ૧૮—અગલુહણા કરતા જરૂરી કારણે લોઢાની સળીનો ઉપયોગ થઇ શકે ?

ઉત્તર—લોઢુ પ્રભુને અડાડવુ જ ન જોઇએ તેવે પ્રસગે વાપરવા માટે ત્રાબાની કે પીત્તળની સળી રાખવી જોઇએ

પ્રશ્ન ૧૯—બીજા ફૂલના અભાવે કરેણના ફૂલ પ્રભુને ચડે ?

ઉત્તર—ન ચડે–સુગધવાળા પુષ્પો જ ચડાવી શકાય ?

પ્રશ્ન ૨૦—ઘડીઆળ કે ઘડી ન હોય તો અનુમાનથી ટાઇમ ધારીને સામાયિક થઇ શકે ?

ઉત્તર—અત્યારે ઘડીઆળનુ સાધન તો પ્રાયે સર્વત્ર મળી શકે તેમ છે તેથી બનતા સુધી ટાઇમ જોવાનુ સાધન રાખીને જ સામાયિક કરવુ યોગ્ય છે પછી ખાસ બાધાપારાની ગણુ નવકારવાળીથી કાયમ સામાયિક થતુ હોય તો તેમ કરે પણ ઓછે વખતે પારે નહી કુંવરજી

( ૧૯ )

( પ્રશ્નકાર—નાનજી નાથાભાઇ મન્નાલી—પાદર )

પ્રશ્ન ૧—ગૌતમસ્વામીને મહાવીરસ્વામી પર ઘણો રાગ હતો વ્યવહારથી તે પ્રશસ્ત રાગ ગણાય, પણ નિશ્ચયથી તો આત્માના ગુણો પરના રાગને જ પ્રશસ્ત રાગ કહેવાય એમ ધારવામા છે તે બરાબર છે? વળી ગૌતમસ્વામીને વીરભગવાનની હયાતી સુધી ક્ષાયક સમકિત હતુ કે ક્ષયોપશમ સમકિત હતુ ?

ઉત્તર—બરાબર છે ગૌતમસ્વામી પ્રભુના ગણધર હતા ચરમ શરીરી હતા દ્વાદશાગીના રચનાર હતા તેથી ક્ષાયિક સમકિતી હોવાનો સભવ છે, પરતુ ક્ષાયિક સમકિતી હોવાથી પરમાત્મા ઉપર અપૂર્વ રાગ હોય તો તેને બાધ આવતો નથી

પ્રશ્ન ર—મલ્લિનાથ ભગવાન સ્ત્રીવેદે હતા તો તેમના સમવસરણમા બારે પર્ષદા ઉપદેશ સાભળવા બેસતી હશે કે કેમ? અને બેસતી હોય તો પુરુષપ્રાધાન્યના નિયમને બાધ આવતો હશે કે નહિ?

ઉત્તર—મલ્લિનાથજીના સમવસરણમા પણ પર્ષદા તો બાર બીજા પ્રભુના સમવસરણ પ્રમાણે જ—તે જ ક્રમમા બેસે પ્રભુ દેવછદામા પધારે ત્યારે સાધ્વીઓ સેવા કરવા જાય

પ્રશ્ન ૩—મુનિરાજની ગેરહાજરીમા વિદ્વાન સાધ્વી પુરૂષ અને સ્ત્રીઓ બન્નેની સમક્ષ વ્યાખ્યાન વાચી શકે ?

ઉત્તર—વિદ્વાન સાધ્વી વ્યાખ્યાન વાચી શકે, નિષેધ નથી, પણ પાટ ઉપર બેસે નહીં અને તેમની સન્મુખ સ્ત્રીઓ બેસે, પુરુષો બાજુ પર બેસે

પ્રશ્ન ૪—ઘાચી, મોચી, કુભાર, લુહાર–એવી ન્યાતના લોકોમાથી કોઈ જૈન ધર્મ પાળતા હોય તો તેઓ દેરાસરમા જઈ પ્રભુની પૂજા-અગપૂજા કરી શકે કે કેમ ? મોચી ચામડાના જોડા સીવવાનો ધધો ચાલુ રાખતો હોય છતા તે ન્હાઈને પ્રભુપૂજા કરી શકે કે કેમ ?

ઉત્તર—તમારી લખેલી જાતિમાથી ગમે તે જાતિનો મનુષ્ય પણ જૈન ધર્માનુરાગી હોય તો તે સ્નાન કરી પવિત્ર થઈને પ્રભુની અગપૂજા કરી શકે

પ્રશ્ન ૫—પારસી, યુરોપીયન વિગેરે માસાહારી કોમમા જન્મેલ અને ઉછરેલ મનુષ્ય પાછળથી બોધ પામી જૈન ધર્મ અગીકાર કરે અને મદ્ય-માસ છોડી દે તો પછી તે દેરાસરમા જઈ પ્રભુપૂજા કરી શકે કે કેમ ?

ઉત્તર—માસાહારી માસ તજ્યા પછી પવિત્ર શરીર વાળા થઈને પ્રભુની અગપૂજા કરી શકે, તેમા વાધા જેવુ લાગતુ નથી બાકી માસાહારી માટે પણ જિનપૂજા કરવાનો ખાસ નિષેધ જાણ્યો નથી

પ્રશ્ન ૬—ગૃહસ્થ શ્રાવકોને ત્યા વેવાઈ જાન લઈને આવે ત્યારે તેનુ સામૈયુ કરવામા આવે છે તેમજ મુનિ મહારાજ પધારે ત્યારે સામૈયુ કરવામા આવે છે તે પ્રમાણે સાધ્વીજી મહારાજ પધારે ત્યારે સામૈયુ કરી શકાય કે નહિ ?

ઉત્તર—સાધ્વીનુ સામૈયુ મુનિરાજ પ્રમાણે કરવાની આ

પ્રશ્ન ૨—શાસ્ત્રમા વર્ણવેલ મેરૂપર્વત હાલ કેમ જણાતો નથી? જેમ બીજા પર્વતો હયાતી ભોગવી રહ્યા છે તેમ તે કેમ ભોગવતો નથી?

ઉત્તર—મેરૂપર્વત અહીંથી બહુ દૂર હોવાથી દેખી શકાતો નથી ચર્મચક્ષુનો એટલો વિષય નથી બીજા પણ ઘણા પર્વતો જબૂદ્વીપમા છે તે પણ દેખાતા નથી

પ્રશ્ન ૩—છ આરાની રચના કરનાર કોણ?

ઉત્તર—છ આરાની રચના અનાદિ કાળથી ભરત ઐરવત માટે છે તેને રચનાર કોઈ છે નહી જગતકર્ત્તા ઇશ્વર નહીં માનનારા જૈનોને માટે તેવો પ્રશ્ન જ હોઇ શકે નહીં

પ્રશ્ન ૪—દરેક જીવની છેલ્લી ગતિ મોક્ષ છે, તો જ્યારે આખા વિશ્વમા ભરેલા અસખ્ય જીવો વર્ષો અને આરાઓને અત મોક્ષમા જશે ત્યારે વિશ્વ કેમ ચાલશે? તેમા કોણ રહેશે?

ઉત્તર—આખા વિશ્વમા નિગોદના જીવો સર્વત્ર છે તે અસખ્યાતી નિગોદ પૈકી દરેક નિગોદમા અનતા અનતા જીવો છે તે નખ્યા એટલી છે કે આજ સુધી મોક્ષે ગયેલા જીવો એક નિગોદના અનતમે ભાગે છે અનત કાળે પણ એક નિગોદના બધા જીવો જેટલા પણ મોક્ષે જવાના નથી, એક નિગોદ પણ ખાલી થવાની નથી તો પછી આ વિશ્વ ખાલી થઇ જવાની સભાવના જ કરવા યોગ્ય નથી

પ્રશ્ન ૫—ધારો કે અહીંથી એક જીવ મોક્ષે જવાનો છે, તો તેને માટે સિદ્ધશિલામા કયે સ્થળે સ્થાન નિયુક્ત કર્યું હશે?

ઉત્તર—અહીંથી જે જીવ મોક્ષે જાય છે તે સમશ્રેણિએ જ મોક્ષસ્થાનમા ઉપજે છે જેટલો મનુષ્યલોક છે તેટલા જ પ્રમાણ

વાળુ (૪૫ લાખ યોજનનુ ) સિદ્ધસ્થાન છે વળી ત્યા જનારા જીવો શરીર રહિત અરૂપી હોવાથી એક સ્થાને અનતા રહે તો પણ સકડાશ થાય તેમ નથી સિદ્ધશિલામા સિદ્ધો રહેતા નથી પણ સિદ્ધશિલાની ઉપર એક યોજનના ચોવીશમા ભાગમા રહે છે

પ્રશ્ન ૬—જિનેદ્રના આગમમા સિદ્ધની સાદિઅનત સ્થિતિ કહી છે તો સિદ્ધની એટલી પણ સ્થિતિ તો છે ખરી ને ?

ઉત્તર—સિદ્ધની સાદિઅનત સ્થિતિ કહી છે તેથી તમે તમારી ધારણા સિદ્ધ થતી માનો છો પણ તેમ નથી જેમ અનાગત કાળ અનતો છે, ખૂટવાનો નથી, તેમ તે સ્થિતિ પણ અનતી હોવાથી ખૂટવાની નથી અને સિદ્ધોને કોઇ કાળે પણ ત્યાથી પાછુ સસારમા આવવાનુ નથી

પ્રશ્ન ૭—પૃથ્વીકાયાદિ એકેન્દ્રિયનું ઉત્કૃષ્ટ બાવીશ હજાર વર્ષનું આયુષ્ય કહ્યુ છે તો તેનાથી એવુ કયું સારૂ કામ થતુ હશે કે જેથી તે ઉચ્ચગતિ પામતા હશે ?

ઉત્તર—પૃથ્વીકાય વિગેરે એકેદ્રિય જીવો અકામ નિર્જરાવડે જ ઉચા આવે છે ઘણુ દુ ખ સહન કરીને કર્મો ખપાવે છે નવા કર્મ થોડા બાધે છે, કારણ કે તેને મન ન હોવાથી તેઓ આકરા કર્મ બાધતા નથી એમ કરતા કરતા ઘણે કાળે તેઓ ઉચા આવે છે

પ્રશ્ન ૮—આગળના આચાર્યો પાસે જે ચમત્કારિક વિદ્યાના પુસ્તકો હતા તે તેઓએ દેરાસરોના ગભારામા ગુપ્તસ્થાને મૂકયા છે એમ કહેવાય છે તો દરેકે દરેક ગામના દેરાસરના ગભારા તપાસી તેમાથી તેનો પુનરૂદ્ધાર ન કરી શકાય ?

ઉત્તર—કયા દેરાસરના ગભારામા મૂકેલા છે એવુ, ચોક્કસ

જણાયા મિવાય દરેક ગભાના ગુપ્ત ભાગો ખોલી શકાય નહીં

પ્રશ્ન ૯—જૈનો નાસ્તિક ગણી શકાય કે નહી ? ન ગણી શકાય તો તેના બે ચાર પૂરાવા આપશો

ઉત્તર—જૈનો નાસ્તિક નથી, પણ પૂરેપૂરા આસ્તિક છે જૈનો પુન્ય-પાપ, તેના ફળ અને પરભવ માને છે તેથી તે જ ખરા આસ્તિક છે માત્ર વેદને ન માનવાથી નાસ્તિક ગણી શકાય નહીં, તેમજ જગતકર્તા ઈશ્વર ન માનવાથી પણ નાસ્તિક કહેવાય નહી, કેમકે જો વેદવાણી પરસ્પર વિરોધ વિનાની અને અહિંસક હોય તો જૈનોને માનવાની ના નથી તેમજ જગતકર્તા તરીકે ઈશ્વર સિદ્ધ થતા હોય તો તેમ માનવાની પણ ના નથી માટે જૈનોને નાસ્તિક કહેનારા ભૂલા ભમે છે

કુવરજી

( ૭૧ )

( પ્રશ્નકાર—શા અમુનખ જગજીવન-કોનકી )

પ્રશ્ન ૧—સ્ત્રી ભણેલ હોય ને પતિ ભણેલ ન હોય તો સ્ત્રીનુ કરાવેલ પ્રતિક્રમણ પુરૂષને કલ્પે ?

ઉત્તર—આમા મને વિરોધ લાગતો નથી પણ સ્ત્રી કરેમિ ભંતે ઉચ્ચરાવે તે ચાલી શકે નહીં પુરૂષને સામાયિક લેવા તો આવડવુ જ જોઇએ પ્રાયે રાત્રિપ્રતિક્રમણાદિમા તેમ કરવાની જરૂર પડે છે પરંતુ બનતા સુધી પુરૂષે બીજા પુરૂષોના સમુદાયમા જઇને જ રાત્રિપ્રતિક્રમણ કરવુ અને ધીમે ધીમે તે ક્રિયામા આગળ વધવા પ્રયત્ન કરવો

પ્રશ્ન ૨—સ્ત્રી પુરૂષો ભેગા પ્રતિક્રમણ કરતા હોય તેમા નમોસ્તુ વર્ધમાનાય કે [illegible] બોલવાને વખતે કોઇ

પણ સ્ત્રીને સમાચ્દાનાની ત્રણ સ્તુતિ આવડતી ન હોય તો તેણે શુ કરવુ ? નવકાર ગણવા કે મૌન જ રહેવુ ?

ઉત્તર—મૌન રહેવુ અને પુરુષો બોલે તે સાભળવુ

પ્રશ્ન ૩—પ્રતિક્રમણ કરનારને વદિત્તુ ન આવડતુ હોય અથવા ભૂલો પડતી હોય તો તેને બદલે નનકાર ગણવા કે શુ કરવુ ?

ઉત્તર—ચોપડીમાથી વાચીને શુદ્ધ બોલવુ તેને બદલે બીજુ ન ચાલે તેણે ચોપડી વચાય તેને વખતે જ પ્રતિક્રમણ કરવુ

પ્રશ્ન ૪—દેવદ્રવ્યની રકમ કોઈ ગૃહસ્થને ત્યા પડી હોય તેને માટે સઘને બોલાવીને લઈ જવાનુ કહ્યા છતા તે લઈ ન જાય ને કાઈ વ્યવસ્થા ન કરે તો તે ગૃહસ્થ તેટલી રકમ જુદી રાખી મૂકે તો વ્યાજ નબધી દોષ લાગે ખરો ?

ઉત્તર—જુદી રાખી મૂકે તો દોષ લાગવા સભવ નથી

પ્રશ્ન ૫—જૈનશાસ્ત્રમા રાત્રિભોજનનો નિષેધ કરેલો છે, પરતુ રાત્રિ પડી ગયા પછી કોઈ તૃષાતુર કે ક્ષુધાતુરને દયાબુદ્ધિથી અન્ન કે જળ આપે તો તેને રાત્રિભોજન કરાવ્યાનો દોષ લાગે ?

ઉત્તર—એના પરિણામ માત્ર અનુકપાના હોવાથી દોષ ન લાગે

પ્રશ્ન ૬—પાક્ષિકાદિ પ્રતિક્રમણમા સજ્ઝાય વખતે ઝ ઝારા વિગેરે ગાથાઓ સૌ એક સાથે ઉચ્ચ સ્વરે બોલે છે તેનુ શુ કારણ ?

ઉત્તર—એ સ્તુતિ શાસનદેવીની છે તેનુ ચોથુ પાદ ઉચ્ચ સ્વરે બોલવાથી તે જાગૃત થાય છે અને અન્ય મિથ્યાદૃષ્ટિ દેવો વિગેરે ચાલ્યા જાય છે-વિઘ્ન કરી શકતા નથી એ સ્તુતિ પ્રભાવિક મનાય છે

કુવરજી

( ૨૭ )

( પ્રશ્નમ૰ —ભાઈ મણિલાલ ગુલાબચંદ )

પ્રશ્ન ૧—જિનપૂજા કરવા માટે અનામિકાને કેમ પસંદ કરેલ છે ?

ઉત્તર—જિનપૂજા માટે **અનામિકા** આગળીને પસંદ કરવામા આવી છે તેનુ કાઈ ખાસ કારણ જાણવામા નથી બાકી તો પાચ આગળી પૈકી એક મુકરર કરવાથી એકસરખી પ્રવૃત્તિ ચાલે એ હેતુ તો છે જ

પ્રશ્ન ૨—અજિતશાતિ સ્તવનની છેલ્લી ત્રણ ગાથાના કર્તા કોણ છે ?

ઉત્તર—અજિતશાતિ સ્તવનની છેલ્લી ત્રણ ગાથાના કર્તાનુ નામ જાણવામા નથી તેમ તે ગાથા કહેવી કયારથી શરૂ થઈ તે પણ જાણવામા નથી બહુ વર્ષોથી બોલાય છે

પ્રશ્ન ૩—ભીમશી માણેકે પ્રગટ થયેલ પાચ પ્રતિક્રમણની બુકમા સકલાર્હત્‌મા છેલ્લી બે ગાથા છાપેલી છે તે પાક્ષિકાદિ પ્રતિક્રમણમા બોલાતી નથી તેનુ શુ કારણ ?

ઉત્તર—એ બે ગાથા ક્ષેપક છે તેથી બોલે કે ન બોલે તેમા બાધ નથી

પ્રશ્ન ૪—આવશ્યકાદિમા કોઇ જગ્યાએ ચૈત્યવદનના પ્રારભમા એક ને કોઇ જગ્યાએ ત્રણ ખમાસમણ દેવાનુ કહેલ છે તેનુ શુ કારણ ?

ઉત્તર—આવશ્યકાદિ ક્રિયામા ખમાસમણ જ્યા એક કહેલ હોય, ત્રણ કહેલ હોય કે ન કહેલ હોય ત્યા તે પ્રમાણે જ

વર્તવુ તેમા આપણે ફેરફાર કરી શકીએ નહીં ફેરફાર કરવો એ ગીતાર્થોનુ કામ છે

પ્રશ્ન ૫—ચઉક્કસાયના પ્રારભમા આદેશ માગવામા આવતા નથી, જ કિંચિ કહેવાતી નથી અને ડાબો ઢીંચણુ ઊભો કરવાનું પણ કહેલ નથી તેનુ શુ કારણ ?

ઉત્તર—ચઉક્કસાયના ચૈત્યવદનના પ્રારભમા ખમાસમણુ, આદેશ માગવાનું તેમ જ 'જ કિંચિ' કહેવાનુ કે ઢીચણુ ઉંચો કરવાનુ વિધિમા કહેલ નથી તેથી આપણે કહી કે કરી શકીએ નહીં તેમા ઢીંચણુ ઊભો કરવાની તો જરૂર જ નથી એ ક્રિયા જ ચૈત્યવદનની મુદ્રાએ બે ઢીચણુ ઢાળીને કરવાની છે

પ્રશ્ન ૬—કાયોત્સર્ગના ૧૬ આગારો પૈકી અન્નત્થમા બાર આગાર કહ્યા ને ચાર ન કહ્યા તેનુ શુ કારણુ ?

ઉત્તર—કાયોત્સર્ગના બાર આગાર અન્નત્થમા એટલા માટે કહેલ છે કે તે અનિવાર્ય છે અને વારવાર થવાના સભવવાળા છે બાકીના ૪ આગારો કથચિત્ જરૂર પડતી હોવાથી તે આદિ શબ્દથી લીધા છે

પ્રશ્ન ૭—આવશ્યકમા આવતા સૂત્રોના કર્ત્તા કોણુ છે ?

ઉત્તર—આવશ્યકમા આવતા સૂત્રો કે જેમા કર્ત્તાનુ નામ ન હોય, પ્રાયે કોઇ સૂત્રમા નામ નથી, તેના કર્ત્તા પૂર્વાચાર્યો—ગણધર મહારાજ વિગેરે સમજવા

પ્રશ્ન ૮—ચાર સ્તુતિ કહેતા પહેલી ને છેલી કહેતા પ્રારભમા નમોઽર્હત્ કહેવાય છે ને બીજી વચલી બેમા કહેવાના નથી તેનુ શુ કારણુ ?

ઉત્તર—ચાર સ્તુતિમા પહેલી શરૂઆતની હોવાથી તેના

પ્રારભમા નમોઽર્હત્‌૦ કહેવાનું કહ્યુ છે અને છે તીમા શાસન દેવને સભારવાના હોવાથી પ્રથમ પચપરમેષ્ઠીને સભારીને પછી તેને સભારવાનુ યોગ્ય લાગવાથી તેના પ્રારભમા નમોઽર્હત્‌૦ કહેવાનુ ઠરાવેલુ છે

પ્રશ્ન ૯—જાસુદના ફૂલોમા સુગધ નથી છતા પ્રભુપૂજામા કેમ વપરાય છે ?

ઉત્તર—જાસુદના ફૂલો અલ્પ સુગધવાળા હોવા છતા સુશોભિત છે તેથી બહુ વખતથી વપરાય છે, માટે તે વાપરવામા બાધ જાણવો નહી

પ્રશ્ન ૧૦—ચોરાશી લાખ જીવાયોનિમા પૃથ્વીકાયાદિની સાત સાત લાખમા ૭૫૦ ને વર્ણ, ગધ, રસ, સ્પર્શ ને સસ્થાનવડે ગુણવાનુ કહેલ છે તેમ બીજી સખ્યા માટે કહેલ છે કે નહી

ઉત્તર—ચોરાશી લાખ જીવાયોની પૈકી સાત લાખ પૃથ્વીમા માટે જે સખ્યાની યોજના કહી છે તેવી બીજા માટે કહે નથી, છતા કરવી હોય તો બે હજારે ભાગીને પછી વર્ણ, ગધ, રસ, સ્પર્શ ને સસ્થાનવડે ગુણીને જીવાયોનિની સખ્યા લાવવ

પ્રશ્ન ૧૧—અવસ્વાપિની નિદ્રા ક્યા સૂત્રમા કહી છે ?

ઉત્તર—અવસ્વાપિની નિદ્રા સૂત્રમા ન હોય, તે તો વિદ્યા જેવી એક પ્રકારની દેવશક્તિ છે તેનો પ્રયોગ કરવાથી જાગતા માણસને પણ નિદ્રા આવી જાય છે અને તે બીજાના જગાડ વિના જાગતો નથી તે શબ્દનો અર્થ 'અણધારી ઉંઘ આવી જવી' તે છે

પ્રશ્ન ૧૨—કામ કોને કહે છે ?

ઉત્તર—કાસ એક પ્રકારનો ઉધરસ જેવો વ્યાધિ છે હાલ પણ તે રોગ પ્રચલિત છે વૈદ્યો તે વ્યાધિને ઓળખી શકે છે

પ્રશ્ન ૧૩—મેષોન્મેષનો અર્થ શુ ?

ઉત્તર—મેષોન્મેષ એટલે આખનુ મટકુ મારવુ ઉઘાડવી-મીંચવી તે દેવોના નેત્રને મેષોન્મેષ હોતા નથી

પ્રશ્ન ૧૪—કાયોત્સર્ગ માટે ગુરૂને વદન કરવાનુ કયા કહેલુ છે ?

ઉત્તર—ગુરૂને વદન કરવાના-વાદણા દેવાના આઠ કારણો ગુરૂવદનભાષ્યમા કહેલા છે, તેમા ત્રીજુ કારણ કાયોત્સર્ગ કરવા માટે વદન કરીને આદેશ માગવાનુ બતાવેલુ છે

પ્રશ્ન ૧૫—પ્રતિક્રમણને પ્રાયશ્ચિત્તરૂપે કયા કહેલુ છે ?

ઉત્તર—દશ પ્રકારના પ્રાયશ્ચિત્ત નવતત્ત્વાદિકમા બતાવેલા છે તેમા બીજુ પ્રાયશ્ચિત્ત પ્રતિક્રમણ નામનુ છે તે પરસ્થાનમાથી પાછુ સ્વસ્થાનમા આવવારૂપ છે

પ્રશ્ન ૧૬—બૃહતશાતિના અર્થમા ઉંટ કે મહિષ ઉપર બેસવાનુ દેખે તેને દુસ્વપ્ન કહેલ છે અને મહિષ તો પ્રભુના લછનમા છે તો તે અશુભ કેમ હોય ?

ઉત્તર—બૃહતશાતિના અર્થમા સ્વપ્નમા ઉંટ કે મહિષ ઉપર બેઠો દેખે તો તેને દુસ્વપ્ન કહ્યુ છે, તે સ્વપ્નશાસ્ત્ર પ્રમાણે બરાબર છે તેમા મહિષ પ્રભુના લછન તરીકે હોવાથી બાધ આવતો નથી અહીં તો તેના પર બેસવાનુ દેખવુ તે દુસ્વપ્ન ગણેલુ છે

પ્રશ્ન ૧૭—મેસાણાની પાચ પ્રતિક્રમણની બુકમા બૃહત્ શાતિની નોટમા શ્રીગચ્છાધિપાના શાતિર્ભવતુ અને શ્રીપરિવારસ્ય

शान्तिर्भवतु એ બે પદ ટીકામા છે એમ લખ્યુ છે છતા તે બોલાતા કેમ નથી ?

Cત્તર—બૃહતશાન્તિની નોટમા લખેલા એ પદો પૂર્વાચાર્યોએ બ્હેનાના શરૂ ન કર્યા તેથી કહેવાતા નથી એ વાત ગીતાર્થને આધીન છે

પ્રશ્ન ૧૮—ચાદ વિદ્યાના જાણ કહેવાય છે તે ચૌદ વિદ્યા કઈ સમજવી ?

ઉત્તર—ચૌદ પ્રકારની વિદ્યા લેખન, પઠન, ગણિત વિગેરે સભવે છે ચોક્કસ નામ જાણવામા નથી

પ્રશ્ન ૧૯—વચનગુપ્તિ ને ભાષાસમિતિમા શુ ફેર છે ?

ઉત્તર—વચનગુપ્તિમા બીલકુલ ન બોલવુ અથવા નિરવદ્ય બોલવુ તેવો ભાવ છે અને ભાષાસમિતિમા જરૂર પડે તો ઉપયોગપૂર્વક દોષ ન લાગે તે રીતે બોલવુ એવો ભાવ છે જુઓ આઠ પ્રવચનમાતાની સજ્ઝાય સાર્થ

પ્રશ્ન ૨૦—ધમ્મવરચાઉરતચક્કવટ્ટીણ એ વાક્યનો અર્થ ભગવતી સૂત્રમા બીજી રીતે કહ્યો છે તેનુ શુ કારણ ?

Cત્તર—ભગવતી સૂત્રમા કહેલો અને કલ્પસૂત્રની ટીકામા કહેલો બન્ને અર્થ પ્રમાણ છે તે અર્થમા વિરોધનો સભવ નથી

કુવરજી



(૨૩)

(પ્રશ્નકાર—મુનિચંદ્રભાઇ પુરૂષોત્તમદાસ બદામી—સુરત)

પ્રશ્ન ૧—ચોવીશ પ્રભુના પરસ્પરના આંતરાનો કાળ ક્યાં કહેલો છે?

ઉત્તર—કલ્પસૂત્રમાં આંતરાનો કાળ કહેલો છે, પણ તે એક પ્રભુના નિર્વાણથી બીજા પ્રભુના નિર્વાણનો સમજવો. એક પ્રભુના નિર્વાણથી બીજા પ્રભુના ચ્યવનનો કાળ જાણવો હોય તો બતાવેલા આંતરામાંથી બીજા પ્રભુનું આયુષ્ય બાદ કરવું

પ્રશ્ન ૨—પૂર્વાંગ અને પૂર્વ કોને કહીએ?

ઉત્તર—૮૪૦૦૦૦૦ તે પૂર્વાંગ, તેને ૮૪ લાખવડે ગુણીએ ત્યારે પૂર્વ. આ પૂર્વાંગ ને પૂર્વ નામની સંખ્યા છે તે આયુષ્યમાં તેમ જ બીજે પણ વાપરી શકાય. પૂર્વની પછી પણ તે સંખ્યાને ૮૪ લાખે, ૮૪ લાખે ગુણતાં વધારે ઘણી સંખ્યા તત્ત્વાર્થ, લોકપ્રકાશ વિગેરેમાં બતાવી છે

પ્રશ્ન ૩—સાગરોપમ ને પલ્યોપમના વર્ષોની સંખ્યા પૂર્વાદિવડે થઇ શકે?

ઉત્તર—સાગરોપમ ને પલ્યોપમના વર્ષોની સંખ્યા પૂર્વાદિવડે થઇ શકે નહીં, કારણ કે એના અસંખ્યાતા વર્ષ છે. આ સાગરોપમ ને પલ્યોપમ, આયુષ્યને અંગે જ્યાં લેવું ત્યાં અદ્ધા લેવું

પ્રશ્ન ૪—વીરપ્રભુની છદ્મસ્થાવસ્થાના વિહારમાં જે જે ગામો વિગેરેના નામો લખ્યા છે તે સ્થાનો અત્યારે લક્ષ્ય છે?

ઉત્તર—વીરપ્રભુની વિહારભૂમિના નગરો અત્યારે ચોક્કસ કહી શકાય તેમ નથી. અત્યારે જ્યાં જ્યાં કલ્યાણકભૂમિઓ

અનેક પ્રભુની ગતાવવામા આવે છે, તેમાની પણ કેટલીક પ્રામાણિક જણાય છે વીરપ્રભુની વિહારભૂમિના નિર્ણય માટે આચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરિએ સારો પ્રયાસ કરી નકશો તૈયાર કર્યાનુ જાણ્યુ છે

પ્રશ્ન ૫—શાશ્વત શબ્દ વિશેષે કયા કયા વાપરેલ છે અને શાશ્વત પદાર્થો શુ શુ છે? તે જરા વિસ્તારથી સમજાવશો

ઉત્તર—દેવોના શાશ્વત વિમાનોને અગે વાપરેલ છે દેવોના વિમાનો, ભવનો, નગરો અને જ્યોતિશ્ચક્રમા ફરતા વિમાનો બધા શાશ્વત છે તે અનાદિકાળથી જેમના તેમ છે તેમા કાઈ ફેરફાર થતો ન હોવાથી જ તે શાશ્વત કહેવાય છે જગત સ્વભાવે પુદ્ગલસ્કધો ભલે બદલાય પણ તેનુ સ્વરૂપ તો કાઈ પણ ફેરફાર વિનાનુ કાયમ રહે છે શાશ્વત સિદ્ધાયતનો તેમ જ શાશ્વત પર્વતો મેરૂ વિગેરે, દરેક દ્વીપ ને સમુદ્રની જગ તીઓ, સાત નરકપૃથ્વીઓ ને સિદ્ધશિલા વિગેરે જે જે શાશ્વત કહેલ છે તે તો તેવા જ રહેવાના સમજવા

પ્રશ્ન ૬—હાલમા જૈન ધર્મ પ્રકાશમા જે સ્રીઓના સબધમા લખેલ છે તે શાને અગે લખેલ છે?

ઉત્તર—તે વિધવાવિવાહને અગે લખેલ છે એ બાબત જૈન સ્રીઓ માટે નિષેધકારક ખાસ પાઠ વાચવામા આવ્યો નથી વળી જૈનધર્મ પાળનારી અમુક વણિક વિગેરે ઘણી કોમમા પુનર્લગ્નનો રિવાજ ચાલુ છે જે લા વીરશાસનના પ્રશ્નોત્તરમા આ બાબત ચર્ચેલ છે, પણ આધાર બતાવેલો નથી બાકી જૈનધર્મ નિવૃત્તિપરાયણ છે સર્વ પ્રકારના ધર્મમા બ્રહ્મચર્ય શ્રેષ્ઠ પદવીમા છે તેથી જેમ બને તેમ શ્રાવક કે શ્રાવિકાઓએ તેવો પ્રસગ આવે ત્યારે ફરી વિવાહ ન કરતા બ્રહ્મચર્ય પાળવુ તે જ શ્રેય તેમજ હિતાવહ છે

સામાજિક જે બંધન ધર્મનું રક્ષણ કરનાર હોય તે પાળવા યોગ્ય છે જૈનધર્મ સ્વીકારવાનું તો મદ્ય-માસના ભોજીને માટે પણ નિષેધ કરતું નથી બાર વ્રત લેનાર પણ અમુક છૂટ રાખી શકે છે, તો ચોથાવ્રતમા સ્ત્રીએ કે પુરૂષે જે ભાગે લેવું તે ભાગે પાળવું એ ઉત્તમ છે

પ્રશ્ન ૭—વીરપ્રભુ કેટલા વર્ષની વયે પરણ્યા? ક્યારે પુત્રી થઈ? અને તેને કેટલી ઉમરે પરણાવી? તે વિષે કાંઈ ઉલ્લેખ છે?

ઉત્તર—વીરપ્રભુ ક્યારે ( કેટલે વર્ષે ) પરણ્યા? ક્યારે પુત્રી થઈ? તેને ક્યારે પરણાવી? એ સ્પષ્ટ કોઈ જગ્યાએ વાચવામા આવ્યું નથી, પરંતુ તેમની પુત્રીના લગ્ન તો પ્રભુના સંસારીપણામા થયેલા એમ તેમના ચરિત્ર ઉપરથી નીકળી શકે છે

પ્રશ્ન ૮—પ્રભુના વડીલબંધુ નંદીવર્ધન કે શ્રી યશોદાના સંબંધમા પ્રભુએ દીક્ષા લીધા પછીની કાંઈ હકીકત લભ્ય છે?

ઉત્તર—નંદીવર્ધન કે યશોદા સંબંધી પ્રભુએ દીક્ષા લીધા પછીની કાંઈપણ હકીકત વાચવામા આવી નથી માત્ર વીરપ્રભુના નિર્વાણના સમાચાર સાભળી નંદીવર્ધનને બહુ શોક થયો, તને બીજે દિવસે સુદર્શના બ્હેને પોતાને ત્યા લઈ જઈને જમાડ્યા, એથી તે શુદિ ૨ ભાઈબીજ કહેવાણી એટલી હકીકત મળે છે નંદીવર્ધન ક્યારે પરણ્યા હતા તે વર્ષ પણ જાણવામા નથી, પણ તે પ્રભુની અગાઉ ચેડારાજાની પુત્રી સાથે પરણ્યા હતા

પ્રશ્ન ૯—સૂર્ય ને ચંદ્ર પોતાના મૂળ વિમાન સાથે વીર પ્રભુના સમવસરણમા આવ્યા કહે છે તે વાત શક્ય છે?

ઉત્તર—સૂર્ય-ચંદ્ર શાશ્વત વિમાન સાથે અહીં આવે તે

ન જ ગની શકે એમ જૈન શાસ્ત્રકાર પણ કહે છે વીરપ્રભુના વખતમા આવ્યાની વાત અછેરાભૂત એગવા માટે જ કહેલી છે

સ ૧૯૮૭ ના પોષ શુદિ ૭ કુવરજી

( ૨૪ )

( પ્રશ્નકાર—શેઠ નથમલ સીતારામજી ઠાજે-સાદરી )

પ્રશ્ન ૧—દેરાસર સવારે કયારે ઉઘાડવા ને સાજે કયારે બધ કરવા ?

ઉત્તર—દેરાસરજી સૂર્યોદય અગાઉ બે ઘડીએ પ્રકાશ થાય ત્યારે ઉઘાડના અને સધ્યાકાળે આરતી ઉતારીને બધ કરવા તે મુખ્ય માર્ગ છે બાકી સવારે કાઈ વહેલા ઉઘડે તો બહુ વાધા જેવુ જણાતુ નથી પણ રાત્રે બહુ મોડા સુધી ઉઘાડા રાખવાનુ ને લાઇટની વૃદ્ધિનુ કામ વધી પડયુ છે ત બાબત સુજ્ઞોએ વિચારી ઘટિત ફેરફાર કરવા યોગ્ય છે

પ્રશ્ન ૨—મહાવીર પ્રભુનો જન્મ વચાય છે ત્યારે શ્રીફળ વધેરાય છે તે પ્રવૃત્તિ પ્રાચીન છે ? અને યોગ્ય છે ?

ઉત્તર—જન્મ વચાય ત્યારે શ્રીફળ વધેરવાની પ્રવૃત્તિ પ્રાચીન નથી, બધ થાય તો શાસ્ત્રોક્ત વાધા જેવુ નથી

પ્રશ્ન ૩—બેસતા વર્ષે દેરાસર વહેલા ઉઘાડે છે તે યોગ્ય છે ? તેમા જયણા જળવાય છે ?

ઉત્તર—બેસતા વર્ષે સૂર્યોદય અગાઉ બે ત્રણ ઘડી વહેલા દેરાસર ઉઘડે તેમા બહુ વાધા જેવુ લાગતુ નથી પરતુ જૈનોએ તો જયણાપૂર્વક જ સર્વ કરણી કરવાની છે

પ્રશ્ન ૪—પ્રસૂતિના ઘરવાળાને સામાયિક પ્રતિક્રમણ કેટલા દિવસે થાય ? અને એક મોભવાળા પાડોશીને કેટલા દિવસે થાય ?

ઉત્તર—ઘરવાળાને સામાયિક પ્રતિક્રમણ પ્રસૂતિના દિવસથી જ મૌનપણે થાય એ પ્રવૃત્તિ અટકાવવાની જરૂર નથી પાડોશીને એક મોભના કારણથી સૂતક આવવા સંભવ નથી, પણ પરસ્પર જવા આવવાનો પરિચય હોય તો તેમ ન થવા માટે જાળવવાની જરૂર છે

પ્રશ્ન ૫—પ્રસૂતિના ઘરવાળાને પ્રભુની અંગપૂજા કયારે થાય ?

ઉત્તર—પ્રભુની અંગપૂજા ૧૨ મે દિવસે થાય વધારે જાણવા માટે છપાએલ સૂતક વિચાર વાંચો

પ્રશ્ન ૬—દેરાસરમાં પ્રભુ પાસે ખુલ્લા દીવા મૂકાય ?

ઉત્તર—પ્રભુ પાસે ખુલ્લા દીવા મૂકી શકાય જ નહીં, દીવા ફાનસવાળા જોઇએ

પ્રશ્ન ૭—સ્વપ્નાના ઘીની ઉપજ શા ખાતામાં લઈ જવી ઠીક છે ? કેટલેક ઠેકાણે સાધારણખાતામાં લઇ જાય છે તે યોગ્ય છે ?

ઉત્તર—સ્વપ્નનું ઘી ભંડારખાતે લઇ જવાનો રિવાજ અમુક ઠેકાણે છે તેમજ સાધારણખાતામાં લઈ જવાનો રિવાજ પણ અમુક ઠેકાણે છે, પરંતુ તેને માટે એકદમ ચાલતા રિવાજમાં ફેરફાર કરવો નહીં એ મને ઠીક લાગે છે

પ્રશ્ન ૮—જ્ઞાનખાતામાંથી મંગાવેલા પુસ્તકોનો શ્રાવક-શ્રાવિકા ઉપયોગ કરી શકે ?

ઉત્તર—જ્ઞાનખાતામાંથી મંગાવેલ પુસ્તકોનો શ્રાવક-શ્રાવિકા ઉપયોગ કરી શકે એમાં બીલકુલ બાધક નથી

પ્રશ્ન ૯—તીર્થંકર છદ્મસ્થાવસ્થામા કોનુ ધ્યાન કરે છે?

ઉત્તર—તીર્થંકર કોઈ વ્યક્તિનુ ધ્યાન કરતા નથી, પણ ધ્યાનના ચાર ભેદ એ ત્રણ પ્રકારે છે તે ચિંતવે છે ને પછી યોગ્ય અવસરે શુક્લધ્યાનના ચાર પાયાનો ઉપયોગ કરે છે

પ્રશ્ન ૧૦—ગૃહસ્થપણામા તીર્થંકર જિનપૂજા કરે?

ઉત્તર—ગૃહસ્થપણામા તીર્થંકર જિનપૂજા કરતા નથી

પ્રશ્ન ૧૧—મુનિપણામા તીર્થંકરના શરીર પર વરસાદ વરસે તો તેની વિરાધના તેમને લાગે?

ઉત્તર—કાયોત્સર્ગ ધ્યાને રહેલા મુનિ કે તીર્થંકર ઉપર વરસાદ વરસે તો તેની વિરાધના તેમને લાગતી નથી

સં ૧૯૮૮ ના શ્રાવણ સુદિ ૧૪ કુંવરજી

( ૭૫ )

( પ્રશ્નકાર-શાહ ભોગીલાલ ફતેહચંદ-અમદાવાદ )

પ્રશ્ન ૧—'આખી જ્યેષ્ઠી પાતળી' એ ગાથાનો અર્થ શુ? તે પ્રભુ પાસે બોલાય?

ઉત્તર—'આખી જલેબી પાતળી' વાળી ગાથા કોઈ મુગ્ધ જીવની બનાવેલી છે તે પ્રભુ પાસે બોલવા લાયક નથી તેનો અર્થ સારવાળો ન હોય

પ્રશ્ન ૨—પ્રભુની પ્રતિમાને આપણે જળાભિષેક કરીએ છીએ તે શેનુ અનુકરણ છે?

ઉત્તર—ઇંદ્રાદિક વિબુધોએ પ્રભુનો જન્માભિષેક કરેલ છે તે અનુસારે આપણે કરીએ છીએ જુઓ બૃહદ્શાંતિ

પ્રશ્ન ૩—કોઈ સાધુ કાળધર્મ પામે ત્યારે માંડવી કરવી જ પડે કે કેમ?

ઉત્તર—સાધુ કાળધર્મ પામે ત્યારે શક્તિ કે ભોગવાઇ ન હોય તો નનામીથી પણ ચાલે માડવી કરવી તે વિશેષ ગુરૂભક્તિ છે

પ્રશ્ન ૪—હાલમા વપરાય છે તે કેશર શુદ્ધ ગણી શકાય ?

ઉત્તર—એ બાબત કેમર મગાવી પૃથક્કરણ કરી જાણતા હોય તેને પૂછવુ, હુ જાણુતો નથી

પ્રશ્ન ૫—ચામરના વાળ ચમરી ગાયના પુચ્છના છે તે શી રીતે આવતા હશે ?

ઉત્તર—ચામરના વાળ કેમ આવે છે તે વિષે મારો ચોક્કસ અનુભવ નથી

પ્રશ્ન ૬—કસ્તૂરી, ગોરૂચદન વિગેરે વસ્તુ જિનપૂજામા વાપરવા લાયક છે ?

ઉત્તર—કસ્તૂરી, ગોરૂચદન વિગેરે પ્રતિષ્ઠાદિ પ્રસગે વપરાય છે તેના અઘટિતપણાનો નિર્ણય હુ કહી શકુ નહીં

પ્રશ્ન ૭—ભોગાવળી કર્મ નિકાચિત હોય તો ભોગવવુ જ પડે કે કેમ ?

ઉત્તર—ભોગાવળી કર્મ નિકાચિત હોય તો ભોગવવુ જ પડે. દીક્ષા લીધા પછી પણ આર્દ્રકુમારાદિકને ભોગવવુ પડ્યુ છે

પ્રશ્ન ૮—હાલ દીક્ષાના વિષયમા બહુ ચર્ચા ચાલે છે તે બાબતમા તમારો અભિપ્રાય શુ છે ?

ઉત્તર—દીક્ષાનો વિષય અત્યારે બહુ ચર્ચાય છે તેથી તે બાબતમા અભિપ્રાય આપવા યોગ્ય નથી, છતા એટલુ તો ચોક્કસ કહી શકાય કે યોગ્યતા જોવાની ખાસ જરૂર છે

પ્રશ્ન ૯—સધવા સ્ત્રીએ જિનદર્શને જતા સ્નાન કરવાની જરૂર છે ?

ઉત્તર—સ્ત્રીઓ અપવિત્ર અંગ શુદ્ધ કરીને જિનદર્શને જઇ શકે છે જિનપૂજા કરવી હોય તો સર્વસ્નાન કરવુ પડે

પ્રશ્ન ૧૦—સ્નાત્રના પ્રાતે આરતિ ઉતારનારને કંકુના તિલક કરતા પ્રભુ આડુ વસ્ત્ર રાખવામા આવે છે તેની જરૂર છે?

ઉત્તર—સ્નાત્રની પ્રાતે પૂજકને કંકુના ચાદલા કરતા વસ્ત્રનો પડદો કરવાની ખાસ જરૂર નથી

સ ૧૯૮૮ ના શ્રાવણ શુદિ ૧૫ કુવરજી

( ૨૯ )

( પ્રશ્નનાર-ભાઈ નગીનદાસ જે મોદી—જબુસર )

પ્રશ્ન ૧—પર્યુષણના પ્રથમ ત્રણ દિવસ મુનિ ચાતુર્માસ રહેલ ન હોય તો શ્રાવકે શુ વાચવુ ?

ઉત્તર—પર્યુષણના પ્રથમના ત્રણ દિવસમા શ્રાવકે પર્યુષણની અઠ્ઠાઇનુ વ્યાખ્યાન સસ્કૃત છે તેનુ ભાષાતર વાચવુ

પ્રશ્ન ૨—ગૃહસ્થ વાચે ત્યારે સાધ્વી સાભળવા બેસે?

ઉત્તર—ગૃહસ્થ વાચે ત્યારે સાધ્વી સાભળવા બેસે તે યોગ્ય લાગતુ નથી તમણે તો શ્રાવિકા પાસે સ્વય વાચવુ

પ્રશ્ન ૩—'કનકતરૂ સેવે કુણ છડી, પ્રભુ સુરતરૂની સેવા જી' એનો અર્થ શુ ?

ઉત્તર—'કલ્પવૃક્ષ સમાન પ્રભુને છડીને કનકતરૂ એટલે ધત્તુરાના વૃક્ષ સમાન અન્ય દેવને કોણ સેવે?' એ એનો અર્થ છે

પ્રશ્ન ૪—કોઇ બાળકે ઉપવાસ કર્યો હોય તો તેને પારણાને દિવસે એકાસણુ નવકારશીએ કરાવી શકાય ?

ઉત્તર—ખાસ કારણ હોય તો ઉપવાસને પારણે બાળકને નવકારશીએ એકાસણુ કરાવાય ખાસ કારણ વિના નહીં

પ્રશ્ન ૫—અગ્નિ અચિત્ત થાય ?

ઉત્તર—અચિત્ત અગ્નિ થતો જ નથી

પ્રશ્ન ૬—વાયુ અચિત્ત થાય ?

ઉત્તર—અચિત્ત વાયુ કેટલાક ઉપઘાતથી થવા સભવ છે, પણ છદ્મસ્થ કહી શકે નહીં કે આ વાયુ અચિત્ત છે

સ ૧૯૮૮ શ્રાવણ શુદિ ૧૪ કુવરજી

( ૨૭ )

( પ્રશ્નકાર—શા. દુર્લભદાસ નાનચદ-મહુવા )

પ્રશ્ન ૧—શ્રી પ્રશ્નવ્યાકરણસૂત્રના પ્રથમ આશ્રવદ્વારમા લખે છે કે-‘ પચ્ચના ૩૮ પ્રકારના હિંસક સાધન બનાવતા જીવ દક્ષિણ દિશાનો નારકી થાય, મદબુદ્ધિયો થાય અને અનત કાળ તેવો રહે ’ આમા શુ સમજવુ ? ’

ઉત્તર—એની મતલબ એ છે કે-એવા અતિ પાપ સધાય તેવા સાધનો તૈયાર કરનાર જીવ દક્ષિણ દિશાનો નારકી થાય છે, કારણ કે નરકમા દક્ષિણ દિશાના નારકીને વધારે દુ ખ હોય છે વળી મદબુદ્ધિવાળો થવાથી જીવ અનતકાળ સસારમા ભમે છે

પ્રશ્ન ૨—‘ ત્રીજા આરામા યુગળિઆઓ હોય છે અને તેઓ માત્ર ૭૯ દિવસ સુધી જ ગર્ભની પ્રતિપાલના કરીને છ મહિના પૂર્ણ થયે મૃત્યુ પામી દેવલોકે જાય છે ’ એમ કહેલ છે તના મરૂદેના માતા ઋષભદેવને જન્મ આપ્યા પછી ૮૩ લાખ પૂર્વ ને ૧૦૦૦ વર્ષ કેમ જીવ્યા ?

ઉત્તર—૭૯ દિવસની પ્રતિપાલના સબધી હકીકત ત્રીજા આરાના પ્રારભના વખતની છે, ત્યારપછી તો અવસર્પિણી કાળ હોવાથી તેમા ફેરફાર થતો આવે છે ગર્ભપ્રતિપાલના, આહારેચ્છા,

શ્વાસોશ્વાસગ્રહણ, આહારનુ પ્રમાણ વિગેરેમા વૃદ્ધિ થતી આવે છે એ આરામ થી પલ્યોપમનો આઠમો ભાગ બાકી રહે છે ત્યારે તો ઘણો ફેરફાર થાય છે તે વખતમા સાત કુલકરો થાય છે આ સબધમા શ્રી લોકપ્રકાશના ત્રીજા વિભાગમા—કાળલોકમા બાર આરાના અધિકારમા ઘણો વિસ્તાર બતાવેલો છે તે પ્રમાણે વિચારતા મરૂદેવા માતાનુ જીવન પ્રભુના જન્મસમયે એટલુ બાકી રહેલ તે હકીકત બરાબર બધબેસતી થઇ શકે છે

પેલા, બીજા, ત્રીજા આરા સબધી યુગલિકને લગતી જે હકીકત શાસ્ત્રમા કહેલ છે તે તે આરાના પ્રારભના વખતની સમજવી

પ્રશ્ન ૩—સિદ્ધના જીવો લોકાતને સ્પર્શીને રહેલા છે કહેવ છે તે કેવી રીતે રહેલા છે?